(३०३) तासस्त्योर्लोपः ७ । ४ । ५० । तासेरस्तेश्च लोपः स्यात्सादौ प्रत्यये परे । (३०४) रि च ७ । ४ । ५१ । रादौ प्रत्यये तासेरस्तेश्च सस्य लोपः । भवितारौ । भवितारः । भवितासि । भवितास्थः भवितास्थ । भवितास्मि । भवितास्वः । भवितास्मः । (३०५) लृट् शेषे च ३ । ३ । १३ । भवि-

કરીને प् નો અનુબંધ લોપ, तास् પ્રત્યય, તેની આર્ધધાતુક સંજ્ઞા, ઇટ્નો આગમ, ગુણ, અવાદેશ કરી सिप् પર રહેતાં स् કારનો લોપ કરી **भवितासि,** અને थस्, वस्, मस्, ના સકારના રુત્વ વિસર્ગ કરી મૂળમાં બતાવેલાં રૂપો ઉપર મુજબ સિદ્ધ કરવાં. ત્રણેય પુરુષના भविता વગેરે રૂપોનો અર્થ—તે **થશે,** તે બે થશે, તે બધા થશે. તું **થઇશ,** તમે બે **થશો,** તમે બધા થશો. હું **થઇશ,** અમે બે **થઇશું,** અમે બધા થઇશું.

**નોટ—**अतीतायाः रात्रेः पश्चार्द्धेन आगामिन्याः पूर्वार्धेन सहितः कालः अद्यतनः तद्भिन्नः अनद्यतनः—વીતી ગયેલી રાત્રિના બાર વાગ્યા પછી તથા આવનારી રાત્રિના બાર વાગ્યા સુધીનો સમય તે **अद्यतन** કહેવાય છે. તેથી ભિન્ન થઇ ગયેલો કાળ તેને **अनद्यतन भूत** કહેવામાં આવે છે. તેમાં लङ् લકાર વપરાય છે. ગુજરાતીમાં તેને **હ્યસ્તનભૂતકાળ** કહેવામાં આવે છે અને આવતી રાત્રિના બાર વાગ્યા પછીનો કાળ अनद्यतम भविष्य કહેવાય છે તેમાં આ लुट् લકાર વપરાય છે.

**(૩૦૩) અર્થ**—तास् અને अस् ના સકારનો લોપ થાય સકાર આદિમાં છે તેવો પ્રત્યય પરમાં હોય તો.

**(૩૦૪) અર્થ**—રકાર = રેફ જેના આદિમાં છે તેવા પ્રત્યય પર રહેતાં પણ तास्, અને अस् ના સકારનો લોપ થાય.

**(૩૦૫) અર્થ**—भविष्य = થશે અર્થમાં વર્તમાન ધાતુથી लृट्

**ष्यदर्थाद्धातोर्लृट्क्रियार्थायां क्रियायां सत्यामसत्यां वा । स्यः । इट् । भविष्यति । भविष्यतः । भविष्यन्ति । भविष्यसि । भविष्यथः । भविष्यथ । भविष्यामि । भविष्यावः । भविष्यामः ।**

---

લકાર થાય, ક્રિયાર્થક (ક્રિયા છે પ્રયોજન જેનું એવા) ક્રિયા થતો હોય અથવા ન થતી હોય તો પણ.

**વ્યા૦**--भू ધાતુથી 'लृदशेषे च'' **સૂત્રથી** लृट લાવી, તેના સ્થાનમાં तिप् લાવી, અનુબંધ લોપ કરી, સાર્વધાતુક સંજ્ઞા કરી, शप् થવા આવે તેનો બાધ કરી, "स्यतासी०" સૂત્રથી स्य પ્રત્યય કરી "आर्धधातु०'' સૂત્રથી स्यनी આર્ધધાતુકસંજ્ઞા કરી, "आर्धधातुकस्ये०'' સૂત્રથી इट्નો આગમ टित् હોવાથી આદિમાં મૂકી. भू + इ + स्य + ति બન્યા બાદ "सार्वधातुका०" સૂત્રથી भू નો ગુણ ओ થઈ "एचोऽयवा०" સૂત્રથી ओ નો अव् આદેશ કરી "आदेशप्रत्यययोः" સૂત્રથી स्य ના स् કારનો ष् કરી **भविष्यति** પ્ર૦ પુ૦ એ૦ વ૦ નું રૂપ બને છે. તે રીતે પ્ર૦ પુ૦ દ્વિ૦ વ૦ બ૦ વ૦માં तस् . झि, લાવ્યા બાદ ઉપર મુજબ स्य, આર્ધધાતુક સંજ્ઞા, इट् નો આગમ, ट् નો લોપ, ગુણ अव् આદેશ स् નો ष् કરી तस् ના स्નો રુત્વવિસર્ગ કરી, **भविष्यतः**, બ૦ વ૦ झि નો "झोन्तः" સૂત્રથી अन्ति આદેશ કરી "अतो गुणे" સૂત્રથી પરરૂપ કરીને **भविष्यन्ति** રૂપ બને છે. મધ્યમપુરુષમાં सिप् , थस् , थ, લાવી ઉપર મુજબ પ્રક્રિયા કરીને મૂળમાં લખેલા રૂપો સિદ્ધ બનાવવાં, ઉત્તમ પુરુષમાં मिप् , वस् , मस्, લાવી ઉપર મુજબ પ્રક્રિયા કર્યા બાદ "अतोदीर्घो०" સૂત્રથી मि वस्, मस्, પર રહેતા स्य ના अકારને દીર્ઘ કરવો ને બન્નેના स् કારના રુત્વ વિસર્ગ કરીને મૂળમાં આપેલાં રૂપો સિદ્ધ કરવાં. આ ત્રણેય પુરુષનાં રૂપોનો અર્થ लुट લકારના અર્થ પ્રમાણે જ છે.

**નોટ**--આને સામાન્ય ભવિષ્ય કહેવામાં આવે છે. કેટલા તેને બીજો ભવિષ્યકાળ કહે છે. ગઈ રાત્રિના બારથી આવતી રાત્રિના

(३०६) लोट् च ३ । ३ । १६२ । विध्याद्यर्थेषु धातोर्लोट् । (३०७) आशिषि लिङ् लोटौ ३ । ३ । १७३ । (३०८) एरुः ३ । ४ । ८६ । लोट् इकारस्य उः । भवतु (३०९) तुह्यो-

બાર સુધીના અદ્યતનકાળમાં વાપરી શકાય છે. દા. ત. હમણાં થશે, હમણાં ભણશે, હમણાં આવશે. અને હમણાં થયો. અત્યારે આવ્યો, તેમાં **સામાન્ય ભૂતનો** પ્રયોગ થાય છે. તેને **लुङ्** લકાર કહેવામાં આવે છે.

(૩૦૬) **અર્થ**—વિધિ આદિ અર્થમાં ધાતુથી લોટ્ લકાર થાય (વિધિ = પ્રેરણા, આમંત્રણ = નોકર વગેરેને આજ્ઞા કરવી. નિમંત્રણ = આવશ્યક શ્રાદ્ધ કાર્યમાં સત્કારપૂર્વક બોલાવવું, અધીષ્ટ= સત્કારપૂર્વક ક્રિયા કરવામાં, સંપ્રશ્ન = પ્રશ્ન કરવો, પ્રાર્થના = પ્રાર્થના કરવી આટલો અર્થ आदि પદનો થાય છે.)

(૩૦૭) **અર્થ**—આશીર્વાદ અર્થમાં लिङ् અને लोट् લકાર થાય.

(૩૦૮) **અર્થ**—લોટ્નો જે इકાર તેનો उકાર થાય.

**વ્યા૦**—भू ધાતુથી "आशिषि लिङ्०" અથવા "लोट् च" સૂત્રથી लोट्, અનુબંધ લોપ, તેના સ્થાનમાં प्र० એ૦ व० तिप् પ્રત્યય, અનુબંધ લોપ. "तिङ्शित्०" સૂત્રથી तिની સાર્વધાતુક સંજ્ઞા, "कर्तरि शप्" થી शप्, श्, प् નો અનુબંધ લોપ, ફરીથી સાર્વધાતુક સંજ્ઞા, "सार्वधातुका०" સૂત્રથી भूनो ગુણ भो, "एचोऽयवा०" સૂત્રથી ओ-નો अव् આદેશ કરી भवति રૂપ બન્યા બાદ "एरुः" સૂત્રથી तिના इકારનો उકાર કરીને **भवतु** રૂપ બને છે "तुह्योस्तातङ्०" સૂત્રથી तु નો વિકલ્પે तातङ् આદેશ કરી અનુબંધ લોપ કરી **भवतात्** બીજું રૂપ પણ બને છે. तातङ्માં ङ्કારની ઇત્સંજ્ઞા, અને બીજો અકાર બોલવા માટે છે.

(૩૦૯) **અર્થ**—આશીર્વાદમાં तु ને हिના સ્થાનમાં तातङ् આદેશ થાય વિકલ્પે. **શંકા**: तातङ्માં ङ् ની ઇત્સંજ્ઞા થતી હોવાથી

स्तातङ् आशिष्यन्यतरस्याम् ७ । १ । ३५ । आशिषि तुह्योस्तातङ् वा । परत्वात्सर्वादेशः । भवतात् । (३१०) लोटो लङ्वत् ३ । ४ । ८५ । लोटस्तामादयः सलोपश्च । (३११) तस्थस्थमिपां तांतंतामः ३ । ४ । १०१ । ङितश्चतुर्णां तामादयः क्रमात्स्युः । भवताम् । भवन्तु । (३१२) सेर्ह्यपिच्च

"ङिच्च" સૂત્રથી ઉકારના સ્થાનમાં થવા આવ્યો. પરંતુ ૪૦—"अनेकाल०" સૂત્ર પર હોવાથી આખા तु ના સ્થાનમાં तातङ् થાય છે. માટે મૂળમાં परत्वात्० પર હોવાથી સર્વના સ્થાનમાં આદેશ થાય તેમ લખ્યું છે.

(૩૧૦) **અર્થ**—लोट् ને લઙના જેવું કાર્ય થાય, તેથી लोटस्ता० લોટના સ્થાનમાં तस्, थस्, थ, અને मिप्‌ના સ્થાનમાં અનુક્રમે ताम्, तम्, त, અને अम् આદેશ થાય, અને स् નો લોપ પણ થાય.

વ્યા૦—भू ધાતુથી લોટ્ લાવી તેના સ્થાનમાં तस् લાવી, ઉપર પ્રમાણે સાર્વધાતુક સંજ્ઞા, શપ્, અનુબંધ લોપ, ગુણ, અવ્ આદેશ કરી भव+तस् થયા બાદ "लोटो०" સૂત્રથી ङिद्‌वद्‌ભાવ, કરી "तस्थस्थ०" સૂત્રથી तस्‌નો ताम् કરી તે भवताम्–ને झि લાવી. તેનો "झोऽन्तः" સૂત્રથી अन्त આદેશ "अतो गुणे" સૂત્રથી પરરૂપ કરી भवन्ति રૂપ બન્યા બાદ "एरुः" સૂત્રથી ઇકારનો ઉકાર કરીને भवन्तु રૂપ બને છે.

(૩૧૧) **અર્થ**—ङित् જે ચાર लङ्, लिङ्, लुङ् અને लृङ्, લકારો તેમના સ્થાનમાં થયેલા આદેશો જે (૪) तस्, थस्, थ અને मिप्, પ્રત્યયો તેના સ્થાનમાં અનુક્રમે ताम्, तम्, त ને अम् આદેશ થાય.

(૩૧૨) **અર્થ**—लोट् ના સ્થાનમાં થયેલો જે सिप् તેનો हि થાય, અને તે अपित् થાય.

**નોટ**—सिप् માં પકારની ઇત્‌સંજ્ઞા થાય છે તેથી તે पित् કહેવાય છે, જ્યારે આદેશ થયેલો हि તે अपित् કહેવાય (અર્થાત્ તેને पित् ન કહેવાય).

३ । ४ । ८७ । लोटः सेर्हिः सोऽपिच्च (३१३) अतो हेः ६ । ४ । १०५ । अतः परस्य हेर्लुक् । भव, भवतात् । भवतम् । भवत । (३१४) मेर्निः ३ । ४ । ८९ । लोटो मेर्निः स्यात् । (३१५) आडुत्तमस्य पिच्च ३ । ४ । ९२ । हिन्योरुत्वम् न, इत्वोच्चारणसामर्थ्यात् । (३१६) नित्यं ङितः ३ । ४ । ९९ । सकारान्तस्य ङिदुत्तमस्य नित्यं लोपः । अलो-

---

(૩૧૩) અર્થ—હ્રસ્વ અકારથી પર જે हि તેનો લોપ થાય.

(૩૧૪) અર્થ—लोट् ના સ્થાનમાં થયેલો मिप् તેનો नि આદેશ થાય.

(૩૧૫) અર્થ—लोट् ના ઉત્તમ પુરુષને आट् આગમ થાય, અને તે पित् કહેવાય, हि, અને नि ના ઇકાર નો "एरुः" સૂત્રથી ઉત્વ થતું નથી. કેમકે પાણિનિ મુનિએ મૂળ સૂત્રમાં ઇકારનું જ ઉચ્ચારણ કરેલું છે તેથી. "मेर्नि" સૂત્રની જગાએ मेर्नुः । અને "सेर्ह्यः"–ની જગાએ "सेर्हु" એમ ઉચ્ચારણ કરત માટે મૂળમાં हिन्यो० એમ લખેલું છે.

(૩૧૬) અર્થ—સકાર જેના છેડે છે તેવા લોટ્ના ઉત્તમ પુરુષનો હંમેશાં લોપ થાય, "अलोन्त्यस्य" સૂત્રથી वस्, मस्ના અન્ત્ય सનો લોપ થાય.

વ્યા૦—भू ધાતુથી लोट् તેનો सिप्, ઉપર મુજબ. સાર્વધાતુક-સંજ્ઞા, शप्, અનુબંધ લોપ ગુણ, भो+अ++सि अव् આદેશ भव+सि, "सेर्ह्यपिच्च" સૂત્રથી सिનો हि આદેશ થઇ "तुह्योस्ता०" સૂત્રથી हि નો વિકલ્પે तातङ् આદેશ અનુબંધ લોપ, **भवतात्** तातङ् ન થાય ત્યારે "अतो हेः" સૂત્રથી हिनो લોપ થઇ भव રૂપ બને છે. મ૦ પુ૦ દ્વિ૦ વ૦ અને બ૦ વ૦ માં थस्, थ લાવી ઉપર મુજબ પ્રક્રિયા કરી भव+थस् भव+थ બન્યા બાદ "तस्थस्थमिपां०" સૂત્રથી थसनो तम्ने थनो त કરીને **भवतम् भवत** રૂપો બને છે.

ऽन्यस्येति सस्य लोपः । भवानि । भवाव । भवाम। (३१७) अनद्यतने लङ् ३ । २ । १११ । अनद्यतनभूतार्थवृत्तेर्धातोर्लङ् स्यात् । (३१८) लुङ् लङ्लृङ्क्ष्वडुदात्तः ६ । ४ । ७१ एष्वङ्गस्याट् स्यात् । (३१९) इतश्च ३ । ४ । १००। ङितो लस्य परस्मैपदमिकारान्तं यत्तदन्तस्य लोपः । अभवत् । अभवताम् । अभवन् । अभवः । अभवतम् अभवत । अभवम्

---

ઉત્તમ પુરુષમાં લોટ્ના मिप्, वस्, मस्, આદેશ કરી, ઉપર પ્રમાણે સાર્વધાતુક સંજ્ઞા, शप्, ગુણ अव् આદેશ કરી "मेर्निः" સૂત્રથી मि નો नि કર્યા બાદ भव+नि માં "आडुत्तमस्य" સૂત્રથી आद् નો આગમ टित् હોવાથી निना પહેલાં મૂકી "अकः सवर्णे०" સૂત્રથી દીર્ઘ કરી **भवानि** રૂપ બને છે. वस्, मस्, માં ઉપર મુજબ પ્રક્રિયા કર્યા બાદ "नित्यं ङितः" સૂત્રથી બન્નેના સકારનો લોપ કરી **भवाव, भवाम,** રૂપો બને છે.

**નોટ**—लोट् લકાર टित् છે ङित् નથી. માટે "लोटो लङ्वत्" સૂત્ર तस्, थस्, थ, मिप्, वस्, मस्માં અવશ્ય લગાવવું. આને ङिद्वद्भाव કહેવાય છે.

(૩૧૭) **અર્થ**--અનદ્યતન ભૂતના અર્થમાં રહેલા ધાતુથી लङ् લકાર થાય-(અદ્યતન, અનદ્યતન-અર્થ માટે अनद्यतने लुट्) સૂત્ર જુઓ.

(૩૧૮) **અર્થ**—लुङ्, लङ्, लृङ् લકાર પર રહેતા અંગને अट्નો આગમ થાય, અને તે ઉદાત્ત થાય.

(૩૧૯) **અર્થ**— ङित् જે લકાર તેના સ્થાનમાં થયેલા પરસ્મૈપદસંજ્ઞક હ્રસ્વ ઇકારાન્ત જે સ્વરૂપ તેના અન્તનો લોપ થાય, ( અર્થાત્ "अलोऽन्त्यस्य" સૂત્રથી અન્ત ઇકારનો લોપ થાય. ) ङित्= ङकार ઇત્સંજ્ઞક લકારો लङ्, लिङ्, लुङ्, અને लृङ् આ મુખ્ય છે. लोट् ને ङिद्वद्भाव થાય છે. ને બીજો लिङ् આશીર્વાદમાં પણ વપરાય છે.

વ્યા૦--भू ધાતુથી "अनद्यतने०" સૂત્રથી लङ्, તેના સ્થાનમાં तिप्, અનુબંધ લોપ, "तिङ्शित्०" સૂત્રથી સાર્વધાતુકસંજ્ઞા, "लुङ्-

लृङ्०'' સૂત્રથી भू અંગને अट् નો આગમ ટિત્ હોવાથી આદિમાં મૂકી, भू + ति થયા બાદ शप्, અનુબંધ લોપ भूનો ગુણ ओ ''एचोऽयवा०'' સૂત્રથી अव् આદેશ अभवति રૂપ બન્યા બાદ ''इतश्च'' સૂત્રથી ઇકારનો લોપ કરી **अभवत्** રૂપ બને છે. भू ના પ્ર૦ પુ૦ દ્વિ૦ વ૦ માં तस्० બ૦ વ૦ માં झि લાવ્યા બાદ ઉપર મુજબ अट् નો આગમ, સાર્વધાતુકસંજ્ઞા, शप् અનુબંધ લોપ; ગુણ, अव् આદેશ કરી ''तस्थस्थ०'' સૂત્રથી तस् ના સ્થાનમાં ताम् આદેશ **अभवताम्** झि નો ''झोऽन्तः'' સૂત્રથી અન્તાદેશ, પરરૂપ, ઉપર મુજબ ઇકારનો લોપ ''संयोगान्त०'' સૂત્રથી त् નો લોપ કરી **अभवन्** રૂપ બને છે.

મધ્યમ પુરુષમાં लङ्‌ની જગાએ सिप्, थस्, थ, લાવી ઉપર મુજબ સાર્વધાતુક સંજ્ઞા, अट्, शप्, ગુણ अव् આદેશ, ઇકારનો લોપ स् ના રુત્વ વિસર્ગ કરીને **अभवः**, थस्, ઉપરનું બધું કાર્ય કર્યા બાદ थस् નો तम् અને थ નો त ઉપર પ્રમાણે થઈને **अभवतम् अभवत** રૂપો બને છે.

ઉત્તમ પુરુષમાં लङ्‌ની જગાએ मिप्, वस्, मस् લાવ્યા બાદ भू ને अट् નો આગમ, સાર્વધાતુક સંજ્ઞા., शप् અનુબંધ લોપ, ગુણ अव् આદેશ, ''तस्थस्थ०'' સૂત્રથી मिप् નો अम् આદેશ કરી ''अमि पूर्वः'' સૂત્રથી પૂર્વરૂપ થઈ **अभवम्**, वस् मस् પર રહેતાં ઉપર પ્રમાણે કાર્ય કરી, ''अतो दीर्घो०'' સૂત્રથી अभवना અકારને દીર્ઘ કરી, ''नित्यं ङितः'' સૂત્રથી બન્નેના स् નો લોપ કરી **अभवाम, अभवाव** રૂપ બને છે. ત્રણેય પુરુષનો અર્થ : તે થયો, તે બે થયા, તે બધા થયા, તું થયો, તમે બે થયા, તમે બધા થયા; હું થયો, અમે બે થયા, અમે બધા થયા.

**નોટ**—આ लङ् લકારને હ્યસ્તનભૂતકાળ કહેવામાં આવે છે.

(૩૨૦) **અર્થ**—વિધિ = પ્રેરણા આપવી, નિમંત્રણ = આવશ્યક શ્રાદ્ધ ભોજનાદિમાં ભાણેજોને બોલાવવા, આમંત્રણ = નોકર (ભૃત્ય

संप्रश्नप्रार्थनेषु लिङ् ३ । ३ । १६१ । एष्वर्थेषु धातोर्लिङ् । (३२१) यासुट् परस्मैपदेषूदात्तो ङिच्च ३ । ४ । १०३ । लिङः परस्मैपदानां यासुडागमो ङिच्च । (३२२) लिङः सलोपोऽनन्त्यस्य ७ । २ । ७९ । सार्वधातुकलिङोऽनन्त्यस्य सस्य लोपः । इति प्राप्ते (३२३) अतो येयः ७ । २ । ८० । अतः परस्य सार्वधातुकावयवस्य 'यास्' इत्यस्य इय् । गुणः । (३२४) लोपो व्योर्वलि ४ । १ । ६६ । भवेत् । भवेताम् । (३२५) झेर्जुस् ३।४।१८० । लिङो झेर्जुस् स्यात् । भवेयुः । भवेः ।

---

વર્ગ)ને આજ્ઞા આપવી, અધીષ્ટ = સત્કારપૂર્વક ક્રિયા કરવી, સમ્પ્રશ્ન = પ્રશ્ન કરવો, અને પ્રાર્થના = માગણી કરવી, આ અર્થોમાં ધાતુથી લિઙ્ લકાર થાય.

(૩૨૧) અર્થ—લિઙ્ ના સ્થાનમાં થયેલા પરસ્મૈપદસંજ્ઞક જે પ્રત્યયો તેમને યાસુટ્નો આગમ થાય, અને તે ङित् થાય.

(૩૨૨) અર્થ—સાર્વધાતુક જે લિઙ્ તેના અન્ત્યમાં રહેલા स् નો લોપ થાય.

(૩૨૩) અર્થ—અકારથી પર સાર્વધાતુકનો અવયવ यास् તેનો इय् થાય.

(૩૨૪) અર્થ—व् કાર, य् કાર નો લોપ થાય, वल् પર રહેતાં.

(૩૨૫) અર્થ—લિઙ્ના સ્થાનમાં જે झि તેનો जुस् થાય.

વ્યા૦—भू ધાતુથી "विधिनिम०" સૂત્રથી વિધિ લિઙ્, તેના સ્થાનમાં तिप्, અનુબંધ લોપ, સાર્વધાતુક સંજ્ઞા, शप्, અનુબંધ લોપ, ગુણ, अव् આદેશ કરી, भव + ति થયા બાદ "यासुट् परस्मै०" સૂત્રથી यासुट् નો આગમ, અનુબંધ લોપ, टित् હોવાથી આદિમાં મૂકીને भव+ यास् + ति "अतोयेयः" સૂત્રથી यास्નો इय् આદેશ. "आद्गुणः"-થી ગુણ भवेय् + ति, "लोपोव्यो०" સૂત્રથી य् નો લોપ "इतश्च"

भवेतम् । भवेत । भवेयम् । भवेव । भवेम । (३२६) लिङाशिषि ३ । ४ । ११६ । आशिषि लिङस्तिङार्धधातुकसंज्ञः स्यात् । (३२७) किदाशिषि ३ । ४ । १०२ । आशिषि लिङो यासुट्

સૂત્રથી तिना ઇકારનો લોપ કરીને भवेत् રૂપ બને છે. પ્ર૦ પુ૦ દ્વિ૦ વ૦ બ૦ વ૦ લિઙ્‌ને तस् અને झि આદેશ કર્યા પછી ઉપર પ્રમાણે સાર્વધાતુક સંજ્ઞા, शप्, અનુબંધ લોપ, ગુણ અવ્ આદેશ કરી, यासुट् અનુબંધ લોપ, इय् આદેશ, ગુણ, य् લોપ કરી, भवे + तस् માં "तस्थस्थ०" સૂત્રથી तस् નો ताम् થઈ भवेताम् રૂપ બને. અને झि નો "झेर्जुस्" સૂત્રથી जुस् આદેશ કરી "चुटू" સૂત્રથી ज् કારની ઇત્સંજ્ઞા, કરીને અહીંયાં वल् પરમાં ન હોવાથી य् નો લોપ થાય નહિ બાકી ઉપર મુજબ બધું કાર્ય થાય છે. भवेयुस् ના સ્કારનો રુત્વ અને વિસર્ગ भवेयुः રૂપ બને છે.

મધ્યમ પુરુષના લિઙ્‌ની જગાએ सिप्, थस्, थ, કર્યા પછી ઉપર પ્રમાણે બધું કાર્ય કર્યા બાદ "इतश्च" સૂત્રથી ઇકારનો લોપ કરી भवेः અને थस् ને थ ની જગાએ "तस्थस्थ०" સૂત્રથી અનુક્રમે तम् ને त આદેશ કરી भवेतम्, भवेत રૂપ બને છે.

ઉત્તમ પુરુષમાં લિઙ્ ની જગાએ मिप्, वस्, मस् લાવી, ઉપર મુજબ પ્રક્રિયા કરી मिप् નો "तस्थस्थ०" સૂત્રથી अम् નો અકાર वल् પરમાં નથી તેથી य् નો લોપ ન થતાં બાકીનું કાર્ય થઈ भवेयम् અને वस्, मस्માં य् લોપ वल् પરમાં હોવાથી થાય છે પરન્તુ "नित्यंङितः" સૂત્રથી બન્નેના स् નો લોપ કરી. भवेव, भवेम રૂપો બને છે. ત્રણેય પુરુષના (૧) અર્થો તે થાય, તે બે થાય, તે બધા થાય, (૨) તું થાય, તમે બે થાવ, તમે બધા થાવ. (૩) હું થઉં, અમે બે થઈએ, અમે બધા થઈએ.

(૩૨૬) અર્થ—આશીર્વાદમાં લિઙ્‌ના સ્થાનમાં થયેલા આદેશ તિઙ્‌ની આર્ધધાતુકસંજ્ઞા થાય.

(૩૨૭) અર્થ—આશીર્વાદ અર્થમાં થયેલ લિઙ્‌નો જે यासुट्

किद्‌। (३२८) स्कोः संयोगाद्योरन्ते च ८।२।२९। पदान्ते झलि च यः संयोगः तदाद्योः स्कोर्लोपः। (३२९) क्ङिति च १।१।५। गित्किन्ङिन्निमित्ते इग्लक्षणे गुणवृद्धी न स्तः। भूयात्। भूयास्ताम्। भूयासुः। भूयाः। भूयास्तम्।

---

तेनो કિત્વદ્ભાવ થાય.

(૩૨૮) અર્થ—પદાન્તમાં અને ઝસ્ પર રહેલા જે સંયોગ તેના આદિ જે સકાર, અને કકાર, તેનો લોપ થાય.

(૩૨૯) અર્થ— गित्, कित् ङित् છે નિમિત્ત જેનું એવા ઇગન્તલક્ષણ અંગને ગુણ અને વૃદ્ધિ થતી નથી.

વ્યા૦—ભૂધાતુથી "आशिषि लिङ्०" સૂત્રથી लिङ् અનુબંધ લોપ, તેના સ્થાનમાં तिप्, અનુબંધ લોપ "लिङाशिषि" સૂત્રથી तिनी આર્ધધાતુક સંજ્ઞા, (તેથી शप् ન થયો) "यासुट्०" સૂત્રથી ति ને यासुट्‌નો આગમ, અનુબંધ લોપ ટિત્ હોવાથી આદિમાં મૂકી, भू+यास्+ति થયા બાદ "सार्वधातुक०" સૂત્રથી ગુણ થવા આવ્યો, પરંતુ "किदाशिषि" સૂત્રથી यासुट्‌નો કિત્ કર્યા બાદ "क्ङिति च" સૂત્રથી ગુણનો નિષેધ "इतश्च" સૂત્રથી ઇકારનો લોપ "स्कोः संयोगा०" સૂત્રથી यास् વાળો સકાર પદાન્તમાં સંયોગના આદિ હોવાથી તે स्‌નો લોપ કરી भूयात् રૂપ બને છે પ્ર૦ પુ૦ દ્વિ૦ વ૦ અને બ૦ વ૦માં तस् झि લાવી ઉપર પ્રમાણે આર્ધધાતુક સંજ્ઞા, यासुट् અનુબંધલોપ, કિત્, ગુણનો નિષેધ, "तस्थस्थ०" સૂત્રથી तस्‌નો ताम् કરી भूयास्ताम् झि નો "झेर्जुस्" સૂત્રથી जुस् આદેશ કરી, ज्‌ની ઇત્સંસા "चुटू" સૂત્રથી કરી. તેનો લોપ કરી પદાન્ત स्‌ના रुत्व વિસર્ગ કરી भूयासुः રૂપ બને છે.

મધ્યમ પુરુષમાં लिङ्‌ના સ્થાનમાં सिप् थस् थ લાવી ઉપર પ્રમાણે પ્રક્રિયા કરી, सिના ઇકારનો લોપ કરી—यास्‌ના स्‌નો લોપ કરી, स्‌નો વિસર્ગ કરીને भूयाः અને थस् ने थ ની જગાએ "तस्थस्थ०"

भूयास्त । भूयासम् । भूयास्व । भूयास्म । (३३०) लुङ् ३ । २ । ११० । भूतार्थे धातोर्लुङ् स्यात् । (३३१) च्लि लुङि ३ । १ । ४३ । शबाद्यपवादः । (३३२) च्लेः सिच् ३ । १ । ४४ । इचावितौ । (३३३) गाति-स्था-घु-पा-भूभ्यः सिचःपरस्मैपदेषु २ । ४ । ७७ । एभ्यः सिचो लुक् स्यात् । गापाविहेणादेश-पिबती गृह्येते । (३३४) भूसुवोस्तिङि ७ । ३ । ८८ । भू सू एतयोः सार्वधातुके तिङि परे गुणो न । अभूत् । अभूताम् अभूवन् । अभूः । अभूतम् । अभूत ।

---

સૂત્રથી અનુક્રમે तम् ને त આદેશ કરી भूयास्तम् भूयास्त રૂપ બને છે.

ઉત્તમ પુરુષમાં ઉપર પ્રમાણે, કાર્ય કરી मिप्નો अम् આદેશ "तस्थस्थ०" સૂત્રથી કરી भूयास्तम् वस् मस्માં "नित्यंङितः" સૂત્રથી સ્નો લોપ કરી भूयास्व, भूयास्म રૂપો બને છે. અર્થ लोट् લકારના અર્થ જેવો જ કરવો (આ લકાર આશીર્વાદાર્થક કહેવાય છે.)

(૩૩૦) અર્થ—ભૂત અર્થમાં ધાતુથી लुङ् લકાર થાય.

(૩૩૧) અર્થ—ધાતુથી च्लि પ્રત્યય થાય. शपा० આ સૂત્ર शप्નો બાધ કરે છે.

(૩૩૨) અર્થ—च्लिના સ્થાનમાં सिच् આદેશ થાય. इचा० सिच्માં ઇકાર, ચકારની ઇત્સંજ્ઞા થાય છે.

(૩૩૩) અર્થ—इण्ના સ્થાનમાં થયેલા गा ધાતુ, स्था ધાતુ, घु સંજ્ઞક ધાતુઓ, पा ધાતુ અને भू ધાતુથી પર રહેલા सिच्નો લોપ થાય. गापा० આ સૂત્રમાં इण्ના સ્થાનમાં થયેલો गा આદેશ, અને पाના સ્થાનમાં થયેલો पिब આદેશ તે બન્ને ધાતુઓ જ લેવાય. (गति અર્થવાળો गाङ् અને पा રક્ષણ કરવું અર્થવાળો લેવો નહિ.)

(૩૩૪) અર્થ—भू અને सू ધાતુને સાર્વધાતુક तिङ् પર રહેતાં ગુણ થાય નહીં.

**अभूवन् । अभूव । अभूम । (३३५) लिङ्निमित्ते लृङ् क्रियातिपत्तौ ३ । ३ । ३ । हेतुहेतुमद्भावादि लिङ्निमित्तं तत्र भविष्यत्यर्थे लृङ् स्यात् क्रियाया अनिष्पत्तौ गम्यमा-**

---

વ્યા૦—भू ધાતુથી लुङ् લકાર "लुङ्" સૂત્રથી લાવી તેના જગાએ सिप् આદેશ કરી पूનો લોપ કરી સાર્વધાતુક સંજ્ઞા કરી, शप् થવા આવ્યો પણ તેનો બાધ કરી "च्लि लुङि" સૂત્રથી च्लि પ્રત્યય "च्लेः सिच्" સૂત્રથી सिच् આદેશ, અનુબંધ લોપ "लुङ्लङ्लृङ्क्ष्व०" સૂત્રથી भूને अट् આગમ, ट्નો અનુબંધ લોપ अ भू स्+ति બન્યા પછી "गातिस्था०" સૂત્રથી सिच्ના स्કારનો લોપ થયો. "सार्वधा-तुका०" સૂત્રથી भूનો ગુણ થવા આવ્યો, "भूसुवोः" સૂત્રથી ગુણનો નિષેધ "इतश्च" સૂત્રથી इકારનો લોપ થઈ **अभूत्** રૂપ બને છે. દ્વિ. અને બ૦ વચનમાં लुङ्ના સ્થાનમાં तम् ને झि કરી ઉપર મુજબ च्लि, તેનો सिच्, અનુબંધ લોપ, अट्નો આગમ, सिच्નો લોપ કરી तस् નો "तस्थस्थ०" સૂત્રથી ताम् આદેશ કરી **अभूताम्** રૂપ બને ઉપર પ્રમાણે બધું કરી झिનો अन्ति આદેશ કરી, अभू+अन्ति થયા પછી "भुवोवुक्०" સૂત્રથી वुक्નો આગમ, અનુબંધ લોપ, "इतश्च" સૂત્રથી इકારનો લોપ, त्નો સંયોગાન્ત લોપ કરી **अभूवन्** રૂપ બને છે.

મધ્યમ પુરુષમાં ઉપર પ્રમાણે પ્રક્રિયા કરી सिप्, थस्, थમાં प् અનુબંધ લોપ કરી, इકારનો લોપ કરી, स्ના રુત્વ વિસર્ગ કરી **अभूः** थस्ने थना સ્થાનમાં અનુક્રમે तम्, અને त આદેશ કરી **अभूतम् अभूत** રૂપ બને છે. ઉત્તમ પુરુષમાં मिप्નો अम् આદેશ કર્યો બાદ ઉપર મુજબ वुक्નો આગમ, અનુબંધ લોપ કરી, **अभू-वम्** અને वस्, मस्ના स्નો "नित्यं ङितः" સૂત્રથી લોપ કરી **अभूव, अभूम** રૂપો બને છે. અર્થ(૧) તે થયો, તે બે થયા, તે બધા થયા, (૨) તું થયો, તમે બે થયા, તમે બધા થયા, (૩) હું થયો, અમે બે થયા, અમે બધા થયા. આ લકાર સામાન્ય ભૂત કહેવાય છે.

(૩૩૫) અર્થ—હેતુ=કારણ, હેતુમત્=કાર્ય=કાર્યકારણ ભાવ

**नायाम् । अभविष्यत् । अभविष्यताम् । अभविष्यन् । अभविष्यः । अभविष्यतम् । अभविष्यत । अभविष्यम् । अभविष्याव । अभविष्याम । सुवृष्टिश्चेदभविष्यत्तदा सुभिक्षमभविष्यत् । इत्यादि ज्ञेयम् । गद व्यक्तायां वाचि ॥२॥ गदति गदतः, गदन्ति । गदसि, गदथः गदथ । गदामि, गदावः,**

---

વગેરે लिङ् નિમિત્ત (કારણ) જ્યાં હોય ત્યાં ભવિષ્ય અર્થમાં ધાતુથી लृङ् લકાર થાય, ક્રિયાની અસિદ્ધિ જણાતી હોય તો.

सुवृष्टि० જો સારી વૃષ્ટિ થશે તો સારી ફસલ થશે. (સારો વરસાદ થયો નહીં તેથી સારી ફસલ થઈ નહીં.) (અહીંયાં જો, ને તો સાથે આવવાથી "સ્કરતી ભવિષ્યકાળ" કહેવાય છે. આનો પ્રયોગ ખૂબ ઓછો થાય છે.)

**વ્યાખ્યા**—भू ધાતુથી "लिङ्निमित्ते०" સૂત્રથી लृङ् લકાર, અનુબંધલોપ તેના સ્થાનમાં तिप् અનુબંધલોપ "लुङ्लङ्०" સૂત્રથી भूने अट्नो આગમ, ट्नो અનુબંધલોપ "स्यतासी०" સૂત્રથી स्य પ્રત્યય "आर्धधातुकं०" સૂત્રથી આર્ધધાતુક સંજ્ઞા, "आर्धधातुकस्ये०" સૂત્રથી स्य ને इट्नो આગમ, અનુબંધલોપ, "सार्वधातु०" સૂત્રથી भू નો ગુણ, अभो+इ+स्य+ति થયા બાદ "एचोऽयवा०" સૂત્રથી अव् આદેશ "इतश्च" સૂત્રથી तिना इकारनो લોપ, થઈ, **अभविष्यत्** રૂપ બને છે. પ્ર૦ પુ૦ દ્વિ. અને બ૦ વ૦ માં ઉપર પ્રમાણે કાર્ય કરી तस्नो "तस्थस्थ०" સૂત્રથી ताम् આદેશ કરી **अभविष्यताम्** झि-નો अन्त આદેશ કરી इकारनो લોપ त्नो સંયોગાન્ત લોપ કરી **अभविष्यन्** રૂપ બને છે. મ૦ પુ૦માં ઉપર મુજબ કાર્ય પછી सिप्नो અનુબંધ લોપ, इकारनो લોપ, स्ना રુત્વ વિસર્ગ કરી, अभविष्यः, थस् ने न थ ની જગાએ અનુક્રમથી तम्, અને त આદેશ "तस्थस्थ०" સૂત્રથી કરી **अभविष्यतम् अभविष्यत** રૂપો બને છે.

गदामः । (३३६) कुहोश्चुः ७ । ४ । ६२ । अभ्यासकवर्गहकारयोश्चवर्गादेशः । इति जकारे कृते । (३३७) अत उपधायाः ७ । २ । ११६ । उपधाया अतो वृद्धिः स्यात् ञिति णिति च प्रत्यये परे । जगाद । जगदतुः । जगदुः । जगदिथ । जगदथुः । जगद । (३३८) णलुत्तमो वा ७ । १ । ९१ । उत्तमो णल् वा णित्स्यात् । जगाद, जगद । जगदिव । जगदिम । गदिता, गदितारौ, गदितारः । गदितासि,

---

ઉત્તમ પુરુષમાં ઉપર મુજબ પ્રક્રિયા કરી મિપ્‌નો અમ્ આદેશ કરી, "अमिपूर्वः" સૂત્રથી પૂર્વરૂપ કરી, **अभविष्यम्** અને वस् मस् પર રહેતાં સ્યના અકારનો "अतो दीर्घो" સૂત્રથી દીર્ઘ કરી "नित्यं ङितः" સૂત્રથી સ્‌નો લોપ કરી **अभविष्याव, अभविष्याम** રૂપો બને છે. ત્રણેય પુરુષના અર્થો लृट् લકાર પ્રમાણે જ થાય છે, તે થશે વગેરે.

(૩૩૬) **અર્થ**—અભ્યાસના ક વર્ગ=ક, ખ, ગ, ઘ, ઙ, અને અને હકાર તેના સ્થાનમાં ચ વર્ગ–ચ, છ, જ, ઝ, ઞ, આદેશ થાય इति० એ પ્રમાણે જકાર થયો.

(૩૩૭) **અર્થ**—ઉપધાના હ્રસ્વ અકારની વૃદ્ધિ થાય ञित् અને णित् પ્રત્યય પર રહેતાં.

(૩૩૮) **અર્થ**—ઉત્તમ પુરુષના એક વચનમાં થયેલો णल् આદેશ વિકલ્પે णित् થાય.

**સૂચના**—भू ધાતુના દશ લકારોની પ્રક્રિયા બરાબર સિદ્ધ કરેલી છે. તેમાં જે સૂત્રો લાગે છે, તે બધાં સૂત્રો બીજા ધાતુઓમાં પણ લાગે જ છે. અને વધારાનાં જે સૂત્રો સાધનિકા વખતે લાગશે, તેનો ઉલ્લેખ કરાશે, દરેક સૂત્રનો દરેક જગાએ ઉલ્લેખ કરવાથી પુસ્તક મોટું બની જાય અને ખર્ચને પહોંચી શકાય નહીં. માટે भू ધાતુ અવશ્ય યાદ કરવા છાત્રોને અમારો આગ્રહ છે.

गद् ધાતુથી लट् લાવી તેના સ્થાનમાં तिप् કરી, સાર્વધાતુક સંજ્ઞા, શપ્, અનુબંધલોપ गद्+अ+ति વર્ણ મળતાં **गदति** રૂપ બને

गदितास्थः, गदितास्थ । गदितास्मि, गदितास्वः गदितास्मः । गदिष्यति । गदिष्यतः, गदिष्यन्ति । गदिष्यसि, गदिष्यथः, गदिष्यथ । गदिष्यामि, गदिष्यावः, गदिष्यामः । गदतु–गदतात्, गदताम्, गदन्तु । गद–गदतात्, गदतम्, गदत । गदानि, गदाव, गदाम । अगदत्, अगदताम्, अग-

---

છે તે રીતે ઉપર મુજબ પ્રક્રિયા કરી गदतस् માં स्ના રુત્વ વિસર્ગ કરી **गदतः** ને झिનો અન્ત આદેશ કરી "अतोगुणे" સૂત્રથી પરરૂપ એકાદેશ કરી **गदन्ति** રૂપ બને છે. તે બોલે છે, તે બે બોલે છે, તે બધા બોલે છે. વગેરે અર્થો સમજી લેવા મધ્યમ પુરુષમાં સાર્વધાતુક સંજ્ઞા शप्, અનુબંધ લોપ गद् अ सिप् थस् थ થયા બાદ प्નો લોપ કરી, थस् ના स्ના રુત્વ વિસર્ગ કરી **गदसि गदथः गदथ** રૂપો બને છે.

ઉત્તમ પુરુષમાં शप्, અનુબંધલોપ, मिप् ના पનો લોપ કર્યા બાદ, गद्+अ+मि, वस्, मस्માં "अतोदीर्घो०" સૂત્રથી अનો દીર્ઘ आ કરી **गदामि**, બન્ને स्ના રુત્વ વિસર્ગ કરી **गदावः गदामः** રૂપ બને છે.

(लिट्) गद्+लिट् અનુબંધલોપ, तिप् તેના સ્થાનમાં "परस्मै०" સૂત્રથી णल् આદેશ અનુબંધલોપ આર્ધધાતુક સંજ્ઞા, गद्નું દ્વિત્વ, પૂર્વ गद्ની અભ્યાસ સંજ્ઞા, द्નો લોપ "कुहोश्चुः" સૂત્રથી ग નો ज કરી जगद्+अ,માં" अत उप० સૂત્રથી ग ના અકારની વૃદ્ધિ आ થઈ **जगाद** રૂપ બને છે.

गद्+तस् झि ના અનુક્રમે अतुस् उस् આદેશ ઉપર પ્રમાણે કરી દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, द्નો લોપ, શ્ચુત્વ, અને स्ના રુત્વ વિસર્ગ કરીને **जगदतुः, जगदुः** રૂપો બને છે. सिप् थस् थ, માં અનુક્રમે थल् अथुस्+अ આદેશો કરી ઉપર મુજબ પ્રક્રિયા કરી थल्ને इटનો આગમ કરી **जगदिथ**, स्ना રુત્વ વિસર્ગ **जगदथुः, जगद** રૂપો બને છે. ઉત્તમ પુરુષમાં मिप्નો णल् આદેશ, અનુબંધલોપ, અભ્યાસ સંજ્ઞા, અભ્યાસના હલ્નો લોપ વગેરે કર્યા બાદ जगद्+अ "णलुत्तमो०" સૂત્રથી

**दन् । अगदः, अगदतम्, अगदत । अगदम्, अगदाव, अगदाम । गदेत्, गदेताम् गदेयुः । गदेः, गदेतम्, गदेत ।**

---

વિકલ્પે णित् થવાથી "अत उपधाः" સૂત્રથી વૃદ્ધિ થતાં **जगाद,** णित् ન થાય ત્યારે **जगाद्** એમ બે રૂપો બને અને वस्, નો मस्, व, અને म આદેશ થઈ તેમને ઇટ્નો આગમ કરી **जगदिव, जगदिम** રૂપો બને છે. તે બોલ્યો, વગેરે અર્થ સમજી લેવો.

**નોટ**—लुट्, लृट्, लोट्, लङ् लिङ् વગેરે રૂપો સિદ્ધ કરવા भू ધાતુની પ્રક્રિયા (સાધનિકા) યાદ કરવી. કે ધ્યાન રાખવી જરૂરી છે.

गद् ધાતુથી लुट्, અનુબંધ લોપ, तिप्, तस्, झि લાવી. "स्यतासी०" સૂત્રથી तास्, તેની આર્ધધાતુક સંજ્ઞા, इट्નો આગમ गद्+इ+तास्+ति પછી "लुटः प्रथम०" સૂત્રથી डा, रौ, रस्, અનુક્રમે तिप् વગેરેના સ્થાનમાં કરી, डा डित् હોવાથી डित्वात् टिનો લોપ કરી **गदिता** रौ, અને रस् પર રહેતાં "रि च" સૂત્રથી तास्ના स्નો લોપ કરી, **गदितारौ गदितारः** રૂપો બને છે. મધ્યમ પુરુષમાં सिप् लुट्-ની જગાએ કરી, ઉપર પ્રમાણે तास्, આર્ધધાતુક સંજ્ઞા, ઇટ્ વગેરે બાદ "तासस्त्यो०" સૂત્રથી स्નો લોપ કરી **गदितासि** थस्, थ, પર રહેતાં ઉપર પ્રમાણે तास् વગેરે કરી थस्ના सના રુત્વ વિસર્ગ કરી **गदितास्थः, गदितास्थ** રૂપો બને છે.

ઉત્તમ પુરુષમાં ઉપર મુજબ પ્રક્રિયા કરી मिप् वस् मस् લાવી पૂનો લોપ કરી. स्ના રુત્વ વિસર્ગ કરી, **गदितास्मि, गदितास्वः गदितास्मः** રૂપો બને છે. તે બોલશે, તે કહેશે વગેરે અર્થો દરેક પુરુષના કરી લેવા.

गद् ધાતુથી लृट् અનુબંધ લોપ, તેનો तिप् અનુબંધ લોપ, स्य પ્રત્યય તેની આર્ધધાતુક સંજ્ઞા ઇટ્નો આગમ, ट્નો લોપ, गद्+इ+स्य+ति બાદ स्यના સકારનું ષત્વ કરી **गदिष्यति** રૂપ બને છે. તે રીતે तस्, झि, પ્રત્યય પર રહેતાં, स्य, इट्, स्નો षकार કરી, तस्ના स्ના રુત્વ, વિસર્ગ કરી **गदिष्यतः** झिનો અન્ત કરી, **गदिष्यन्ति** सिप्, थस् थ, પર રહેતાં. स्य, इट्, षत्व, पૂનો લોપ વગેરે કરી

**गदेयम्, गदेव, गदेम । गद्यात्, गद्यास्ताम्, गद्यासुः । गद्याः, गद्यास्तम्, गद्यास्त । गद्यासम्, गद्यास्व, गद्यास्म ।**

---

**गदिष्यसि** थसना सना रुत्व विसर्ग करी **गदिष्यथः गदिष्यथ** રૂપ બને છે. मिप्, वस्, मस्, પર રહેતાં, स्य, इट् पूनो લોપ કરી "अतो-दीर्घो०" સૂત્રથી દીર્ઘ કરી **गदिष्यामि**, वस्, मस्, सना રુત્વ વિસર્ગ કરી, **गदिष्यावः गदिष्यामः** રૂપો બને છે. વિશેષ વિવરણ માટે भूना ऌट् લકારનાં રૂપો જુઓ.

गद्+लोट् અનુબંધ લોપ, तिप्, સાર્વધાતુક સંજ્ઞા 'शप्, અનુબંધ લોપ गद्+अ+ति, "एरुः" સૂત્રથી तिना इकारनो ઉકાર કરી **गदतु** तुनो तातङ् **गदतात्** બાકીના तस् झि વગેરે પ્રત્યયો પર રહેતા शप् સુધી કાર્ય કરી गद+तस् "तस्थस्थ" સૂત્રથી ताम् કરી **गदताम्** झिनो अन्त કરી, પરરૂપ કરી. इनो उ કરી **गदन्तु** सिप्नो हिनो तातङ् થાય ત્યારે **गदतात्** तातङ् ન થાય ત્યારે "अतो हेः" સૂત્રથી हिनो લોપ કરી **गद** थस्नो तम् કરી **गदतम्**, थनो त કરી **गदत** मिनो नि કરી તેને आट् આગમ કરી અનુબંધ લોપ, સવર્ણ-દીર્ઘ કરી **गदानि** वस् मस्માં स्नो લોપ કરી **गदाव गदाम**, રૂપ બને છે. વિશેષ કાર્ય માટે भूनो लोट् લકાર જુઓ. અર્થ તે બોલો વગેરે.

गद्+लङ् તેનો तिप्, अट्नो આગમ અનુબંધ લોપ સાર્વધાતુક સંજ્ઞા शप् અનુબંધ લોપ अ+गद्+अ+ति "इतश्च" સૂત્રથી इकारनो લોપ' **अगदत्** । तस् પર રહેતાં ઉપર મુજબ પ્રક્રિયા કરી तस्नो ताम् કરી **अगदताम्** । झिनो अन्ति, પરરૂપ, इकारनो લોપ त्नो સંયોગાન્ત લોપ થઈ **अगदन्** । सिप्માં पूनो લોપ, इकारनो લોપ, स्नो ना રુત્વ વિસર્ગ કરી **अगदः**, थस्ने थनो અનુક્રમે तम् त આદેશ કરી **अगदतम्**, **अगदत**, રૂપો બને છે. मिप्नो अम् કરી પૂર્વરૂપ થઈ **अगदम्**, वस् मस्માં अनो દીર્ઘ અને બન્ને सनो "नित्यं ङितः" સૂત્રથી લોપ કરી **अगदाव**, **अगदाम** રૂપો બને છે. અર્થ-તે

(३३९) अस्ति सिचोऽपृक्ते ७ । ३ । ९६ । विद्यमानात् सिचो-ऽस्तेश्च परस्यापृक्तस्य हल ईडागमः । (३४०) इट ईटि ८ । २ । २८ । इटः परस्य सस्य लोपः स्याद् ईटि परे । (३४१) अतो हलादेर्लघोः ७ । २ । ७ । हलादेर्लघोरकारस्य वृद्धिर्वेडादौ परस्मैपदे सिचि । अगादीत् । अगादिष्टाम् (३४२) सिजभ्यस्तविदिभ्यश्च ३ । ४ । १०९ । सिचोऽभ्य-

---

બોલ્યો વગેરે.

गद्+विधिलिङ्, તેના तिप्, સાર્વધાતુક સંજ્ઞા, शप् અનુબંધ લોપ, तिने यासुट्नो આગમ, અનુબંધ લોપ-गद्+अ+यास्+ति, यास्नो इय् કરી य्नो લોપ, इकारनो લોપ કરી **गदेत्** રૂપ બને છે. तस्, પર રહેતાં ઉપર પ્રમાણે કાર્ય કરી तस्नो ताम् કરીને गदेताम् झिनो जुस्, અનુબંધ લોપ स्ना રુત્વનો વિસર્ગ કરી **गदेयुः**, सिप् માં અનુબંધ લોપ इनो લોપ, स्ना રુત્વનો વિસર્ગ કરી **गदेः** । थस् नो तम् કરી ઉપર પ્રમાણે પ્રક્રિયા કરી **गदेतम्** थनो त કરી **गदेत**, मिप्नो अम् કરી, **गदेयम्** , वस्, मस्માં ઉપર મુજબ કરી બન્ને स्नो લોપ થઈ **गदेव**, **गदेम** રૂપો બને છે અર્થ તે બોલે વગેરે भू માફક વિશેષ કાર્ય કરવું.

गद्=आशीर्लिङ् नो तिप्, આર્ધધાતુક સંજ્ઞા, यासुट् नो આગમ અનુબંધ લોપ, इनो લોપ કરી **गद्यात्** રૂપ બને છે. બાકીનાં રૂપો **गद्यास्ताम्** માં तस्नो ताम् કરવો झिनो जुस् કરી, અનુબંધ લોપ કરી **गद्यासुः** વગેરે રૂપો મૂળમાં બતાવેલા भू પ્રમાણે સિદ્ધ કરવાં.

(૩૩૯) **અર્થ**—વિદ્યમાન सिच्थी અને अस् ધાતુથી પર રહેલા અપૃક્ત हल्ने ईट्नो આગમ થાય-(આ ईट् દીર્ઘ છે.)

(૩૪૦) **અર્થ**—ईट्थी પર सકારનો લોપ થાય, ईट પર રહેતાં.

(૩૪૧) **અર્થ**—हल् પ્રત્યાહારનો અક્ષર આદિમાં હોય એવા લઘુ=હ્રસ્વ અકારની વૃદ્ધિ વિકલ્પે થાય, इट् આદિમાં હોય તેવા सिच्

(૩૪૨) **અર્થ**—सिच् , અભ્યસ્તસંજ્ઞક અને विद् ધાતુથી પર ङित् લકાર સંબંધી झिनो जुस् આદેશ થાય.

**स्ताद् विदेश्च ङित्सम्बन्धिनो झेर्जुस्। अगादिषुः। अगादीः, अगादिष्टम्, अगादिष्ट। अगादिषम्, अगादिष्व, अगादिष्म। वृद्ध्यभावे, अगदीत्। अगदिष्यत्, अगदिष्यताम्, अगदि-**

---

પર રહેતાં.

**વ્યાખ્યા**—गद् ધાતુથી लुङ् લકાર લાવી, તેના સ્થાનમાં तिप्, અનુબંધ લોપ, च्लि તેનો सिच् આદેશ, ધાતુને अट्‌નો આગમ, सिच्‌ની આર્ધધાતુક સંજ્ઞા, તેને इट्‌નો આગમ કરી અનુબંધ લોપ, अगद्+इ+स्+ति‌માં तिના इकारનો લોપ, "अपृक्त एकाल्०" સૂત્રથી અપૃક્ત સંજ્ઞા 'अस्ति-सिचो०" સૂત્રથી त्‌ને ईट्‌નો આગમ, અનુબંધ લોપ "इट ईटि" સૂત્રથી स्‌નો લોપ, "अतो" સૂત્રથી गના અકારની વિકલ્પે વૃદ્ધિ કરી, સવર્ણદીર્ઘ થઈને **अगादीत्**, વૃદ્ધિ ન થતાં **अगदीत्** રૂપો બને છે. गद् लुङ् તેના સ્થાનમાં तस्, अट् નો આગમ च्लि તેની सिच्, અનુબંધ લોપ, આર્ધધાતુક સંજ્ઞા इट्‌નો આગમ, અનુબંધ લોપ, तस् નો ताम्, सिच् ના स्‌નો ष्, ष्टुत्वथी ताम्‌ના त‌નો ट्, "अतो०"સૂત્રથી गના અકારની વિકલ્પે વૃદ્ધિ, **अगादिष्टाम्** વૃદ્ધિ ન થાય, ત્યારે ઉપર મુજબ પ્રક્રિયા કરી **अगदिष्टाम्** રૂપ બને છે. झि પર રહેતાં ઉપર મુજબ કાર્ય કરીને "सिजभ्यस्त०" સૂત્રથી झिનો जुस् કરી, અનુબંધ લોપ स्‌નો રુત્વનો વિસર્ગ કરી, **अगादिषुः अगदिषुः** રૂપો બને છે. सिप् પર-રહેતા, अट्, च्लि, सिच्, આર્ધધાતુક સંજ્ઞા, इट्‌નો આગમ, વિકલ્પે વૃદ્ધિ, स्‌નો લોપ, સવર્ણ દીર્ઘ, इकारનો લોપ गના રુત્વનો વિસર્ગ થઈ **अगादीः** વૃદ્ધિ ન થતાં **अगदीः**, थस्‌નો तम् કરી स्‌નો ष्, ष्टुत्व કરી **अगादिष्टम् अगदिष्टम्**, थ‌નો त કરી ઉપર મુજબથી स्‌નો ष् ष्टुत्व કરી **अगादिष्ट अगदिष्ट**, मिप्‌નો अम् કરી બાકીની પ્રક્રિયા ઉપર મુજબ કરી **अगादिषम्, अगदिषम्**, वस् मस्, માં स्‌નો લોપ કરી મૂળમાં લખેલાં રૂપો બને છે. તે કહેતો હતો વગેરે અર્થ સમજવો.

ष्यन् । अगदिष्यः, अगदिष्यतम् अगदिष्यत । अगदिष्यम् ,अग-दिष्याव, अगदिष्याम । एध वृद्धौ ॥२॥ (३४३) टित आत्मने-पदानां टेरे ६ । ४ । ७९ । टितो लस्यात्मनेपदानां टेरेत्वम् ।

---

(૩૪૩) અર્થ--ટિત્ ટકારની ઇત્સંજ્ઞાવાળા લકારોના સ્થાનમાં થયેલા આત્મનેપદના પ્રત્યયો(त–आताम् વગેરે)નો જે ટિ તેનો ए થાય.

---

गद्+लृङ्ના સ્થાનમાં तिप् અનુબંધલોપ, अट्નો આગમ, स्य પ્રત્યય, આર્ધધાતુક સંજ્ઞા, इट्નો આગમ કરી, स्यના સકારનો ष् કરી तिના ઇકારનો લોપ કરી अगदिष्यत् રૂપ બને છે. तस् પર રહેતાં ઉપર મુજબ પ્રક્રિયા કરી, तस्નો ताम् આદેશ કરી अगदिष्यताम्, झिનો अन्ति કરી, इनो લોપ, પરરૂપ तनो લોપ કરી अगदिष्यन् सिप्માં અનુબંધલોપ , इनो લોપ, सना रुत्वनो વિસર્ગ કરી अगदिष्यः थस्नो तम् કરી, अगदिष्यतम् थनो त કરી अगदिष्यत । मिप्नो अम् કરી પરરૂપ કરી अगदिष्यम् वस् मस् પર રહેતાં स्यના અકારનો દીર્ઘ, અને सनो લોપ કરી अगदिष्याव, अगदिष्याम રૂપો બને છે. બધાં રૂપોમાં ભૂની માફક સૂત્રો લગાડવાં. અર્થ–તે રક્ષણ કહેશે.

નોટ—પહેલાં પાંચ લકારો ટિત્ છે. તેમાં लोट् ङित् પણ છે તેનો ङिन्द्वद्‌ભાવ થાય છે, બાકીના પાંચ લકારો ङित् છે. બીજાને માટે ક્રિયા થતી હોય ત્યાં પરસ્મૈપદ, અને પોતાને માટે ક્રિયા થતી હોય ત્યાં આત્મનેપદના જ પ્રત્યયો થાય.

વ્યા૦—(૩૪૩) एध्માં રહેલા અનુદાત્ત अ ની "उपदेशे०" સૂત્રથી ઇત્સંજ્ઞા કરી તેનો લોપ, एध् ની ધાતુસંજ્ઞા કરી लट् લાવી, તેના સ્થાનમાં "अनुदात्त०" સૂત્રથી આત્મનેપદનો त પ્રત્યય કરી, સાર્વ-ધાતુક સંજ્ઞા, शप् , અનુબંધ લોપ एध्+अ+त "अचोन्त्यादि०" સૂત્રથી तना અકારની ટિ સંજ્ઞા "टित आत्मने" સૂત્રથી तना અકા-રનો ए કરી एधते--તે વૃદ્ધિ પામે છે. તે રૂપ બને છે.

**एधते । (३४४) आतो ङितः ७ । २ । ८१ । अतः परस्य ङित-माकारस्य इय् स्यात् । य्लोपः । गुणः । एधेते । एधन्ते । (३४५) थासः से ३ । ४ । ८० । टितो लस्य थासः से स्यात् । एधसे । एधेथे । एधध्वे । अतो गुणे । एधे । एधावहे ।**

---

(३४४) **અર્થ** હ્રસ્વ અકારથી પર ङित् જે આકાર તેનો इय् થાય, य्नो લોપ કરીને ગુણ કરવો.

(३४५) **અર્થ**— टित् જે लकार તેના સ્થાનમાં થયેલા थास् ની જગાએ से થાય.

एध्+लट्तेના જગાએ आताम् કરી સાર્વધાતુકસંજ્ઞા, शप् અનુબંધ-લોપ एध्+अ+आताम्માં "सार्वधातुकमपित्" સૂત્રથી आताम्नो ङिद्वद्-ભાવ, "आतोङितः" સૂત્રથી आताम् ના आनो इय् , "आद्गुणः" સૂત્રથી अ+इय्नो ગુણ एधेय्+ताम् ,, "लोपोव्यो०" સૂત્રથી य्नो લોપ आम् ની टि સંજ્ઞા "टित आत्म०" સૂત્રથી आम्नो ए કરી **एधेते** રૂપ બને છે. एध्+लट् , झ, સાર્વધાતુક સંજ્ઞા. शप् , અનુબંધ લોપ एध्+अ+झ झनो अन्त કરી, टिनुं एत्व કરીને **एधन्ते** રૂપ બને છે.

एध्+लट् , थास् , સાર્વધાતુકસંજ્ઞા, शप् અનુબંધલોપ, "थासः से" સૂત્રથી थास्नो से કરી **एधसे**, एध्+अ+आथाम्માં ઉપર મુજબ ङिद्वदभाव आनो इय् , ગુણ य् લોપ, आम्नो ए કરીને **एधेथे**, एध्+अ, ध्वम् , अम्=टिनो ए કરીને ઉપર મુજબ પ્રક્રિયા કરી **एधध्वे**, एध्+लट् , અનુબંધ લોપ, लना સ્થાનમાં इट् અનુબંધ લોપ, સાર્વધાતુક સંજ્ઞા, शप् , અનુબંધલોપ, टि જે इ તેનો एकार કરી "अतोगुणे" સૂત્રથી ગુણ કરી एध्+अ+वहि, एध्+अ+महिङ् અનુબંધલોપ, "अतोदीर्घो०" સૂત્રથી अनो દીર્ઘ "टित आत्मने" સૂત્રથી इनो एकार કરી, **एधावहे एधामहे** રૂપો બને છે. અર્થ—તે વૃદ્ધિ પામે છે, તે બે વૃદ્ધિ પામે છે વગેરે જાણી લેવો.

पद्यामहे । (३४६) इजादेश्च गुरुमतोऽनृच्छः ३ । १ । ३६ । इजादिर्यो धातुर्गुरुमानृच्छत्यन्यस्तत आम् स्याल्लिटि । (३४७) आम्प्रत्ययवत् कृञोऽनुप्रयोगस्य १ । ३ । ६३ आम्प्रत्ययो यस्मादित्यतद्गुणसंविज्ञानो बहुव्रीहिः । आम्प्रकृत्या तुल्यमनुप्रयुज्यमानात् कृञोऽप्यात्मनेपदम् । (३४८) लिटस्तझयोरेशिरेच् ३ । ४ । ८१ ।

---

(૩૪૬) અર્થ--इच्=પ્રત્યાહારનો અક્ષર આદિમા હોય તેવા ऋच्छ સિવાયનો ગુરુમાન (ગુરુ સંજ્ઞાવાળા) ધાતુથી आम् પ્રત્યય થાય लिट् પરમાં હોય તો.

(૩૪૭) અર્થ—आम् પ્રત્યયની માફક અનુપ્રયુજ્યમાન (અનુ-પ્રયોગ કરેલા) જે कृञ् ધાતુથી પણ આત્મનેપદના પ્રત્યયો થાય.

(૩૪૮) અર્થ—लिट्ના સ્થાનમાં આદેશ, જે त ને झ તેની જગાએ અનુક્રમે एश् ને इरेच् આદેશ થાય.

आम्०આમ પ્રત્યય જેનાથી થયો છે. તે आमप्रत्ययवत्માં અતદ્-ગુણ સંવિજ્ઞાન બહુવ્રીહિ સમાસ છે. आम् प्रत्ययो यस्मात् सः आम्प्रत्ययः तेन तुल्यम् आमप्रत्ययवत् , वति પ્રત્યય થયેલો છે.

નોટ--બહુવ્રીહિ સમાસ બે પ્રકારનો છે; (૧) तद्गुणसंवि-ज्ञान, (૨) अतद्गुणसंविज्ञान. ઉદા. लम्बौ कर्णौ यस्य सः तम् लम्बकर्णम् લાંબા કાનવાળાને અહીં લાવો આ તદ્‌ગુણ સંવિજ્ઞાન બહુવ્રીહિમાં लम्बकर्णत्व ગુણવાળી વ્યક્તિને લાવવામાં આવે છે. તેથી તેનો ગુણ લાંબો કાન સાથે આવે છે. માટે તે त. सं वि. બ. નું ઉદાહરણ છે. अत. गु. સં. બ. નું ઉદાહરણ दृष्टसागरमानय-જેણે સમુદ્ર જોયો છે, તેવી વ્યક્તિને લાવો, અહીં दृष्टसागरत्व રૂપી ગુણ સાથે આવતો નથી. તેથી તે અત. ગુ. સં. બ. કહેવાય છે.

**लिडादेशयोस्तझयोरेशिरेचेतौ स्तः । एधाञ्चक्रे । एधाञ्चक्राते । एधाञ्चक्रिरे । एधाञ्चकृषे । एधाञ्चक्राथे ।** (३४९) **एकाच उपदेशेऽनुदात्तात् ७ । २ । १० । उपदेशे यो धातुरेकाजनुदात्तश्च ततः परस्यार्धधातुकस्येण् न ।**

---

(૩૪૯) **અર્થ**—ઉપદેશમાં એક અચ્‌વાળા અથવા અનુદાત્તની ઇત્સંજ્ઞાવાળા ધાતુઓ તેનાથી પર રહેલા આર્ધધાતુકને इट् આગમ થાય નહિ

વ્યા–एध् ધાતુથી लिट् "इजादेश्च०" સૂત્રથી आम्, "आमः" સૂત્રથી લિટ્‌નો લોપ, "कृञ्चानुप्रयु०" સૂત્રથી लिट् પરમાં આવે તેવા कृञ्‌નો અનુપ્રયોગ અનુબંધલોપ, एध्+आम्+कृ+ल० ( આ સૂત્રથી भू ને अस् નો પણ અનુપ્રયોગ થાય.) अ स्वरित હોવાથી "स्वरित ञित०" સૂત્રથી परस्मै० અને आत्मनेपदना પ્રત્યયો लिट्‌ના સ્થાનમાં થવા આવ્યા. પરંતુ "आमप्रत्यय०" સૂત્રથી आम्‌ની પ્રકૃતિ एध् ધાતુ આત્મનેપદી હોવાથી लिट्‌ના સ્થાનમાં त, आताम्–झ વગેરે પ્રત્યયો કરી भू‌ની માફક कृનું દ્વિત્વ, અભ્યાસસંજ્ઞા, "उरत्०" સૂત્રથી અભ્યાસના ऋનો अ કરી તે रपर થઈ कर् कृ પછી "हलादि०" સૂત્રથી र् નો લોપ "कुहोश्चुः" સૂત્રથી અભ્યાસના कનો च, आम्‌ना म् નો અનુસ્વાર, પરસવર્ણ "लिटस्तझ० " સૂત્રથી तनो एश्, श्, નો લોપ, "इको यणचि" સૂત્રથી यण्–ऋનો र् થઈ **एधाञ्चक्रे,** ઉપર મુજબ પ્રક્રિયા કરી एधाञ्चकृ+आताम्‌માં यण्–કરી आम्–टिनो ए કરી **एधाञ्चक्राते.** झनो इरेच् અનુબંધ લોપ, यण् કરી **एधाञ्चक्रिरे** રૂપો બને છે.

ઉપર મુજબ પ્રક્રિયા કરી एधाञ्चकृ પછી थास्‌નો से, स्‌નો ष કરી **एधाञ्चकृषे,** आथाम् પર રહેતાં ઉપર મુજબ પ્રક્રિયા બાદ आम्‌નો ए કરી **एधाञ्चक्राथे** ध्वम्‌માં अम्–टिनो ए **एधाञ्चकृध्वे,** થયા બાદ ध्वने इट्‌નો આગમ થવા આવ્યો પરંતુ "एकाच०" સૂત્રથી इट्‌નો નિષેધ–

(३५०) इणः षीध्वं-लुङ्-लिटां धोऽङ्गात् ८ । ३ । ७८ । इणन्तादङ्गात्परेषां षीध्वंलुङ्लिटां धस्य ढः स्यात् । पघाञ्चकृढ्वे । पघाञ्चक्रे । पघाञ्चकृवहे । पघाञ्चकृमहे । पघाम्बभूव । पघामास । पघिता । पघितारौ । पघितारः । पघितासे । पघितासाथे । (३५१) धि च ८ । २ । २५ । धादौ प्रत्यये परे सस्य लोपः । पघिताध्वे । (३५२) ह एति ७।४। ५२ । तासस्त्योः सस्य हः स्यादेति परे । पघिताहे । पघितास्वहे पघितास्महे । पघिष्यते । पघिष्येते । पघिष्यन्ते । पघिष्यसे । पघिष्येथे । पघिष्यध्वे । पघिष्ये । पघिष्यावहे । पघिष्यामहे । (३५३) आमेतः ३ । ४ । ९० । लोट एकारस्याम् स्यात् । पघताम् । पघेताम् । पघन्ताम् । (३५४) सवाभ्यां वामौ ३ । ४ । ९१ । सवाभ्यां परस्य लोडेतः क्रमाद्वामौ स्तः । पघस्व । पघेथाम् । पघध्वम् ।

---

(૩૫૦) **અર્થ**—इण् પ્રત્યાહારનો અક્ષર જેના અન્તમાં છે તેવા અંગથી પર રહેલા षीध्वम् (આશીર્વાદ લિંગ) लुङ् અને लिट् સંબંધી ધકારનો ઢકાર થાય.

(૩૫૧) **અર્થ**—ધકારાદિ પ્રત્યય પર રહેતાં तास् અને अस् ના स् નો લોપ થાય.

(૩૫૨) **અર્થ**—तास् અને अस्ના स्નો ह થાય एकार પરમાં હોય તો.

(૩૫૩) **અર્થ**—લોટ્ના एकारનો आम् થાય.

(૩૫૪) **અર્થ**—स् અને व् થી પર લોટ્ના एकारનો અનુક્રમે व् અને अम् આદેશ થાય. (स् થી પર ए હોય તો व् અને व्થી પર ए હોય તો अम् થાય. )

---

કરી "इणः षीध्वं" સૂત્રથી ध् નો ढ् કરો મ૦ પુ. બ. વ.માં **पघाञ्चकृढ्वे** રૂપ બને છે. इट् वहि महि પર રહેતાં ઉપર મુજબ પ્રક્રિયા કરી पघाञ्चकृ+इट्, ट् નો લોપ, इनो ए, પછી यण् કરી **पघाञ्चक्रे**, वहि, महिના इનો ए કરી **पघाञ्चकृवहे पघाञ्चकृमहे** રૂપો બને છે.

(३५५) एत ऐ ३ । ४ । ९३ । **लोडुत्तमस्य एत ऐ स्यात् ।**

(૩૫૫) **અર્થ**—લોટ્‌ના ઉત્તમ પુરુષના एनो ऐ થાય.

**વ્યા०**—एध+लिट्, ઉપર મુજબ आम्, लिट्‌નો લોપ, लिट् પર भूનો અનુપ્રયોગ भू ધાતુની માફક પ્રક્રિયા કરી, वुक् द्वित्व વગેરે કરી, आम्‌ના म्‌નો અનુસ્વાર પરસવર્ણ થઇ **एधाम्बभूव, एधाम्बभूवतुः एधाम्बभूवुः । एधाम्बभूविथ, एधाम्बभूवथुः एधाम्बभूव । एधाम्बभूव, एधाम्बभूविव एधाम्बभूविम ।** જ્યારે एध् ધાતુથા, लिट्, आम्, लिट्‌નો લોપ, કરી अस् ને અનુપ્રયોગ થાય ત્યારે अस् अस् દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, स्‌નો લોપ, સવર્ણદીર્ઘ, तिनो णल् વગેરે આદેશ भू ની માફક કરી **एधामास, एधामासतुः एधामासुः । एधामासिथ, एधामासथुः एधामास एधामास, एधामासिव, एधामासिव ।** રૂપો બનાવવાં.

વ્યા० एध्‌થી लुट्, તેના સ્થાનમાં त, આર્ધધાતુક સંજ્ઞા થઇ शप्, તેનો બાધ કરી तास् તેની આર્ધધાતુક સંજ્ઞા, इट्‌નો આગમ, तनो ए, અનુબંધલોપ, डित् હોવાથી टि=आस नो લોપ થઇ **एधिता** (भविता માફક) आताम्, અને झ પર રહેતાં ઉપર મુજબ પ્રક્રિયા કરી અનુક્રમે रौ, અને रस् આદેશ કરી 'रिच' સૂત્રથી स् નો લોપ કરી **एधितारौ** सूना रुत्वनो વિસર્ગ કરી **एधितारः** । ઉપર પ્રમાણે एधितास्+थास्‌નો से કરી "तासस्त्यो०" સૂત્રથી स्‌નો લોપ કરી **एधितासे**, आथाम्‌માં टिनो ए કરી **एधितासाथे**, ध्वम्‌માં 'धिच' સૂત્રથી स्‌નો લોપ, टिनो ए કરી **एधिताध्वे** इट्, वहि, महिङ् પર રહેતાં "ह एति" સૂત્રથી तास्‌ના स्‌નો ह કરી, ત્રણેય જગાએ इ नो ए કરી **एधिताहे, एधितास्वहे, एधितास्महे** રૂપો બને છે. **અર્થ**--**તે વૃદ્ધિ પામશે.** एध+लृट्‌ની જગાએ त, आताम् झ વગેરે નવ પ્રત્યયો લાવી स्य પ્રત્યય, આર્ધધાતુક સંજ્ઞા इट्‌નો આગમ,

**पधै । पधावहै । पधामहै ।** (३५६) **आडजादीनाम् ६ । ४ । २७ । अजादेरङ्गस्याऽऽट् स्याद् लुङ्-लुङ्-लृङ्क्षु ।** (३५७) **आटश्च ६ । १ ९० । आटोऽचि परे वृद्धिरेकादेशः स्यात् । पैधत । पैधेताम् । पैधन्त । पैधथाः पैधेथाम् । पैधध्वम् ।**

---

(૩૫૬) **અર્થ**--अच्—પ્રત્યાહારનો અક્ષર આદિમાં છે તેવા અંગને आट्નો આગમ થાય लुङ्, लङ् અને लृङ् લકાર પરમાં હોય તો. આ પછી ए, ऐ આવે તો વૃદ્ધિ ए. अ કે आ પછી ओ કે औ આવે તો વૃદ્ધિ **औ**.)

(૩૫૭) **અર્થ**—आट् થકી अच् પરમાં આવે તો (બન્નેની જગાએ) વૃદ્ધિ રૂપ એક આદેશ થાય. (अ કે आની વૃદ્ધિ आ, अ ) सूનો ष् કરી, टिનો ए કરી **पधिष्यते** आताम्માં आम्નો ए, झनो अन्त આદેશ અને ए, थासनो से, आथाम्માં आम्नो ए, ध्वम्માં अम्नो ए, इट्માં इनो ए, वहि, महिમાં इनो ए "टितआत्म० સૂત્રથી કરીને મૂળમાં લખેલ **पधिष्येते** વગેરે રૂપો સિદ્ધ થાય છે. અર્થ તે વૃદ્ધિ પામશે. एध+लोट्, અનુબંધલોપ તેના સ્થાનમાં त, आताम्, झ વગેરે પ્રત્યયો, તેમની સાર્વધાતુક સંજ્ઞા કરી, शप्, અનુબંધલોપ, ત્રણેય टिનો ए કરી, **पधते** (एध् लट्ની માફક રૂપો બનાવવાં) પછી. " आमेतः" સૂત્રથી. एनो आम् કરી, **पधताम्** आताम्માં आनो इय्, ગુણ, य् લોપ કરી **पधेताम्**, झनो अन्त કરી, પરરૂપ, अनो ए तेनो आम् કરી **पधन्ताम्**, थास्नो से કરી "सवाभ्याम्०" સૂત્રથી सूथी પર ए હોવાથી તેનો व કરી **पधस्व**, आथाम्ना आनो इय्, ગુણ य् લોપ, आम् नो ऐ, तेनो आम् થઈ **पधेथाम्**, ध्वम्માં अम् नो ए થય, तेनो अम् થઈ **पधध्वम्** इट्માં ट्नो લોપ इनो एकार, "एत ऐ" સૂત્રથી एनो ऐ "आडुत्तमस्य०" સૂત્રથી आट्नो આગમ, ट्नो લોપ "आटश्च"થી વૃદ્ધિ કરી ફરીથી "वृद्धिरेचि" થી વૃદ્ધિ કરી **पधै**, वहि महिમાં इनो ऐ तेनो ऐ आट्नो આગમ. અનુબંધલોપ, સવર્ણદીર્ઘ થઈ **पधावहै**, **पधामहै** રૂપો બને છે.

पेधे । पेधावहि । पेधामहि । (३५८) लिङः सीयुट् ३ । ४ । १०२ । सलोपः । पधेत । पधेयाताम् । (३५९) झस्य रन् । ३ । ४ ।१०५ । लिङो झस्य रन् स्यात । पधेरन् । पधेथाः

(૩૫૮) **અર્થ**—लिङ् (અને) લકારોને सीयुट्‌નો આગમ થાય.

---

(૩૫૯) **અર્થ**—लिङ्‌ના સ્થાનમાં થયેલા झनो रन् આદેશ થાય. सनो લોપ.

વ્યા૦--एध् ધાતુથી लङ् અનુબંધ લોપ, તેના સ્થાનમાં त, સાર્વધાતુક સંજ્ઞા शप्, અનુબંધ લોપ. "आडजादी०" સૂત્રથી ધાતુને आट्‌નો આગમ, टित् હોવાથી આદિમાં કરી "आटश्च" સૂત્રથી आ+ए ની વૃદ્ધિ થઈ **पेधत**, आताम् પર રહેતાં शप्, અનુબંધલોપ, आट् વૃદ્ધિ आताम्‌ના आ नो इय्, ગુણ, य् नो લોપ, **पेधेताम्**, झनो अन्त, शप्, અનુબંધલોપ, आट्, टनो લોપ, વૃદ્ધિ, પરરૂપ થઈને **पेधन्त** ઉપર મુજબ પ્રક્રિયા કરી, एध्+अ, थास्, आट्, વૃદ્ધિ થઈ थास्‌ના सना રુત્વ, વિસર્ગ કરી, **पेधथाः** ઉપર મુજબ પ્રક્રિયા आथाम् ના आनो इय्, ગુણ, य् લોપ થઈ **पेधेथाम्** ध्वम् લાવી ઉપર મુજબ પ્રક્રિયા કરી **पेधध्वम्** इट्‌માં ट्नो લોપ, ઉપર મુજબ પ્રક્રિયા કરી ગુણ થઈ **पेधे**. वहि, महि પર રહેતાં "अतोदीर्घो०" સૂત્રથી अनो દીર્ઘ કરી **पेधावहि पेधामहि** રૂપો બને છે. અર્થ–તે વૃદ્ધિ પામ્યો, વગેરે.

एध् ધાતુથી विधिलिङ् ङનો લોપ, त, સાર્વધાતુક સંજ્ઞા शप्, અનુબંધ લોપ, एध्+अ=एध्+तने "लिङः सीयुट्" સૂત્રથી सीयुट्‌નો આગમ, અનુબંધ લોપ, "लिङः सलोपो०" સૂત્રથી स् નો લોપ થઈ **पधेत**, आताम् લાવી ઉપર મુજબ પ્રક્રિયા કરી सीयुट्, અનુબંધ લોપ,सनो લોપ, ગુણ, વર્ણ મળતા **पधेयताम्**, झमां ઉપર મુજબ પ્રક્રિયા કરી "झस्य रन" સૂત્રથી झनो रन् કરી,"लोपो-

पधेयाथाम् । पधेध्वम् । (३६०) इटोऽत् ३ । ४ । १०६ । लिङादेशस्य इटोऽत् स्यात् । पधेय । पधेवहि । पधेमहि । (३६१) सुट् तिथोः ३ । ४ । १०७ । लिङस्तथाः सुट् । यलोपः । आर्धधातुकत्वात् सलोपो न । पधिषीष्ट । पधिषीयास्ताम् । पधिषीरन् । पधिषीष्ठाः पधिषीयास्ताम् । पधिषीध्वम् । पधिषीय । पधिषीवहि । पधिषीमहि । वेधिष्ट ।

---

(३६०) **અર્થ**—લિङ्ના સ્થાનમાં થયેલા इट्नो હ્રસ્વ अ થાય.

(३६१) **અર્થ**--લિङ्ના સ્થાનમાં થયેલા त ને सुट्नो આગમ થાય. यूनो લોપ सीयुट् આર્ધધાતુક હોવાથી स्नो લોપ થતો નથી. ल्यो०'' સૂત્રથી यूनो લોપ થઈ **पधेरन्** थास् પર રહેતા ઉપર મુજબ પ્રક્રિયા કરી, स्ना રુત્વ વિસર્ગ કરી, **पधेथाः**, आथाम्मां शप्, सीयुट्. અનુબંધ લોપ. ગુણ વર્ણ ભળતાં **पधेयाथाम्** ध्वम्मां, शप्, सीयुट्, અનુબંધ લોપ, ગુણ य् લોપ, स् લોપ થઈ **पधेध्वम्इ** ट्मां, शप्, सीयुट्, અનુબંધ લોપ કરી ''इटोऽत्'' સૂત્રથી इनो अ થઈ **पधेय,** वहि, महिङ्मां ઉપર પ્રમાણે शप्, सीयुट्, ગુણ, य् લોપ થઈ **पधेवहि, पधेमहि** રૂપો બને છે. અર્થ તે વૃદ્ધિ પામે છે.

एध्+आशीर्लिङ् तनी જગાએ त આદેશ, ''लिङाशिषि'' સૂત્રથી આર્ધધાતુક સંજ્ઞા જેથી शप् થયો નહિ, ''लिङःसीयुट्''થી सीयुट् અનુબંધ લોપ एध्+सीय्+त ''आर्धधातुकस्ये०'' સૂત્રથી इट्नो આગમ, અનુબંધ લોપ, ''सुट्तिथोः'' સૂત્રથી तने सुट्नो આગમ, અનુબંધ લોપ ''आदेशप्रत्यययोः'' સૂત્રથી બન્ને स्नो અનુક્રમે ष કરી, ''ष्टुनाष्टुः'' સૂત્રથી तनो ट કરી **पधिषीष्ट,** आताम् પર રહેતાં ઉપર મુજબ પ્રક્રિયા કરી तने सुट्नो આગમ કરી सीयुट्ना स्नो ष કરી **पधिषीयास्ताम्**, झनो रन् કરી ઉપર મુજબ પ્રક્રિયા કરી यनो લોપ થઈ **पधिषीरन्**, थास्मां ઉપર મુજબ પ્રક્રિયા કરી, ष्टुत्व, स्ना રુત્વ વિસર્ગ થઈ **पधिषीष्ठाः** । आथाम्मां आताम् મુજબ ध्वम्मां सीयुट्, इट्,

**पेधिषाताम्** । (३६२) **आत्मनेपदेष्वनतः** ७ । १ । ५ । अनकारात्परस्यात्मनेपदेषु झस्य अदित्यादेशः स्यात् । **पेधिषत** । **पेधिष्ठाः** । **पेधिषाथाम्** । **पेधिढ्वम्** । **पेधिषि** । पधि-

---

(૩૬૨) **અર્થ**—હ્રસ્વ અકારથી પર ન હોય તેવો लुङ् લકારનો જે झ તેના સ્થાનમાં अत् આદેશ થાય (झ નો अ अत्‌માં મળી જતાં अत બને).

---

य् લોપ **पधिषीयास्थाम्** , **पधिषीध्वम्** રૂપો બને છે. एध+इ महिमां सीयुट् , અનુબંધ લોપ, इट्‌નો આગમ પરં "इटोऽत्" સૂત્રથી इनो अ થઈ एधिषीय, वहि, महिमां य्‌નો લોપ થઈ **पधिषीवहि पधिषीमहि** રૂપો બને છે અર્થ-તે વૃદ્ધિ પામે.

વ્યા૦—एधु+लुङ् અનુબંધલોપ, लनी જગાએ, त પ્રત્યય, "आडजादी०" સૂત્રથી ધાતુને आट्‌નો આગમ, ट् લોપ टित् હોવાથી આદિમાં મૂકી "आटश्च" સૂત્રથી आ+एनी વૃદ્ધિ ऐ થઈ "च्लि लुङि" સૂત્રથી च्लि "च्लेः सिच्" સૂત્રથી सिच् આદેશ इ ને च् નો અનુબંધ લોપ, આર્ધધાતુક સંજ્ઞા, सिच्‌ने इट्‌નો આગમ "आदेशप्रत्य०" સૂત્રથી स्‌નો ष, 'ष्टुनाष्टुः" સૂત્રથી त નો ट થઈ **पधिष्ट**, आताम् માં ઉપર પ્રમાણે आट्, वृद्धिः, च्लि, सिच्, इट्, અનુબંધલોપ स नो ष થઈ **पेधिषाताम्** , झ-માં ઉપર મુજબ પ્રક્રિયા કરી "आत्मनेपदे"• સૂત્રથી झनो अत **पेधिषत्** थास् , માં ઉપર મુજબ પ્રક્રિયા કરી ष्टुत्व-થી थास्‌ના थानो ठ કરી स्‌ना रुत्व વિસર્ગ થઈ **पेधिष्ठाः**, आथाम् માં आताम्‌ની માફક પ્રક્રિયા **पेधिषाथाम्** , ध्वम् માં ઉપર મુજબ થયા બાદ धि च "સૂત્રથી स् નો લોપ કરી" इणः षी० સૂત્રથી ध् નો ढ કરી **पेधिढ्वम्** इट् માં आट्, वृद्धिः, च्लि, सिच् , આર્ધધાતુક સંજ્ઞા इट् નો આગમ, स् નો ष् થઈ **पेधिषि** । वहि, महिमां ઉપર પ્રમાણે પ્રક્રિયા आट्, વૃદ્ધિ વગેરે કરી **पेधिष्वहि**, **पेधिष्महि** રૂપો બને છે. અર્થ તે વૃદ્ધિ પામ્યો, વગેરે કરવો.

ष्वहि । पेधिष्महि । पेधिष्यत । पेधिष्येताम् । पेधिष्यन्त । पेधिष्यथाः । पेधिष्येथाम् । पेधिष्यध्वम् । पेधिष्ये । पेधिष्यावहि । पेधिष्यामहि । इति भ्वादयः ।

## २. अथादादयः ।

**अद् भक्षणे** ॥१॥ (३६३) **अदिप्रभृतिभ्यः शपः २ । ४ ।**

---

एध्+लृङ्, અનુબંધલોપ, તેના સ્થાનમાં त, स्य પ્રત્યય, આર્ધધાતુક સંજ્ઞા, ઇટ્‌નો આગમ, ધાતુને आट्‌નો આગમ, વૃદ્ધિ, स्यના स्‌નો ष કરી **पेधिष्यत**. आताम् માં ધાતુને आट् નો આગમ, વૃદ્ધિ स्य, इट् નો આગમ षत्व થઈ ऐधिष्य आताम् થયા બાદ आ નો 'आतोङितः" સૂત્રથી इय् આદેશ કરી, ગુણ य् લોપ થઈ, **पेधिष्येताम्** , झ નો अन्त આદેશ થયા બાદ, ઉપર પ્રમાણે आट्, વૃદ્ધિ, स्य, इट्, षत्व, કરી, પરરૂપ એકાદેશ થઇ **पेधिष्यन्त** । थास् મા ઉપર મુજબ પ્રક્રિયા કરી सना રુત્વ વિસર્ગ થઈ, **पेधिष्यथाः**, आथाम् માં आताम् ની માફક પ્રક્રિયા થઈ **पेधिष्येथाम्** , ध्वम् માં आट्, વૃદ્ધિ, स्य, इट्, षत्व થઈ **पेधिष्यध्वम्** । इट् માં ઉપર મુજબ પ્રક્રિયા થયા બાદ स्य ના अ અને इ નો ગુણ કરી **पेधिष्ये** वहि, महि મા ઉપર મુજબ પ્રક્રિયા થયા બાદ अनो દીર્ઘ થઈ **पेधिष्यावहि, पेधिष्यामहि** રૂપો બને છે.

**નોટ**—एध् ધાતુનાં રૂપો સિદ્ધ કરવા માટે भू ધાતુનાં કેટલાંક સૂત્રો જરૂરનાં છે તે ત્યાં જોઈ લેવાં. જેમકે, સાર્વધાતુક સંજ્ઞા, ઇટ્‌નો આગમ, ગુણ, ગુણનો નિષેધ વગેરે, વળી एध् ના જેવા બીજા शुभ् राज् વગેરે, ધાતુઓ આત્મનેપદના સિદ્ધ કરવા.

(૧) ભ્વાદિ ગણ પૂરો થયો

---

## (૨) હવે અદાદિ ગણ શરૂ થયો

(૩૬૩) **અર્થ**—अद् વગેરે (બીજા ગણના) ધાતુથી शप् પ્રત્યયનો લોપ થાય. સ્કૂલોમાં બીજા ગણની નિશાની નથી (शप् નો લોપ થવાથી) એમ ભણાવાય છે.

७२ । लुक् स्यात् । अत्ति । अत्तः । अदन्ति । अत्सि । अत्थः । अत्थ । अद्मि । अद्वः । अद्मः । (३६४) लिट्यन्यतरस्याम् २ । ४ ४० । अदो घस्लृ वा स्याल्लिटि । जघास । (३६५) गम-हन-जन-खन-घसां लोपः क्ङित्यनङि ६ । ४ । ८९ एषामुपधाया लोपोऽजादौ क्ङिति न तु अङि । (६६६) शासिवसि-घसिनां च ८ । ३ । ६० । इण्कुभ्यां परस्यैषां सस्य षः स्यात् । घस्य चर्त्वम् । क षः संयोगे क्षः । जक्षतुः । जक्षुः । जघसिथ । जक्षथुः । जक्ष । जघास, जघस । जक्षिव । जक्षिम । आद । आदतुः । आदुः । (३६७) इडत्यर्तिव्ययतीनाम् ७ । २ । ६६ । अद् ऋ व्येञ् पभ्य-

(૩૬૪) **અર્થ**—अद् નો ઘસ્લૃ આદેશ વિકલ્પે થાય, लिट् પરમાં હોય તો.

(૩૬૫) **અર્થ**—गम्, हन्, जन् खन्, અને घस् નો ઉપધાના अ નો લોપ થાય. अच् આદિ क्ित् ङित् પ્રત્યય પરમાં હોય તો अंग પરમાં હોય તો લોપ ન થાય.

(૩૬૭) **અર્થ**—इण् પ્રત્યાહારના અક્ષર અને क વર્ગના અક્ષરથી પર રહેલા घस् ધાતુના स् નો ष् થાય, कषः क् અને ष्ના સંયોગમાં क्ष થાય છે.

(૩૬૭) **અર્થ**—अद् ऋ, व्येञ् ધાતુથી પર રહેલા थल् ને નિત્ય इट्નો આગમ થાય. (अद् ધાતુ અનિટ્ છે.)

**વ્યા૦**—अद् ધાતુથી लट्, અનુબન્ધ લોપ, તેના સ્થાનમાં तिप्, प् નો લોપ, સાર્વધાતુક સંજ્ઞા शप् લાવી "अदिप्रभृति०" સૂત્રથી शप् નો લોપ, "खरि च" સૂત્રથી द् નો त् કરી—**अत्ति**, तस् લાવી, ઉપર પ્રમાણે शप्નો લોપ द् નો त् થઇ—**अत्तः**, झि માં ઉપર પ્રમાણે કાર્ય કર્યા બાદ "झोऽन्तः" સૂત્રથી अन्त् આદેશ કરી—**अदन्ति** રૂપ અને

**स्थलो नित्यमिट् स्यात् । आदिथ, आदथुः, आद । आद,**

**છે.** अद्+सिप् प्नो લોપ, સાર્વધાતુક સંજ્ઞા, शप्, તેનો લોપ, द् નો त् થઈ **अत्सि**, अद्+थस् ઉપર મુજબ કાર્ય કરી, स्ना રુત્વ વિસર્ગ થઈ **अत्थः**, अद्+थ ઉપર મુજબ **अत्थ । अद्मि अद्वः अद्मः** માં शप्, અને તેનો લોપ, स् ના રુત્વ વિસર્ગ કરવા. અર્થ–તે ખાય છે.

**નોટ**—દરેક **લકારો**માં **ट ङ् अ**, ની ઇત્સંજ્ઞા લોપ કરીને જ પ્રત્યયો આવે છે તે ધ્યાન રાખવું. **अद्–लिट्**, તેના સ્થાનમાં तिप्, તેના સ્થાનમાં णल् અનુબંધ લોપ "लिटयन्य" **સૂત્રથી** अद् નો વિકલ્પે घस्लृ આદેશ અનુબંધ લોપ, घस्नुं દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા કુત્વથી घनो झ, अभ्यासे चर्चः" સૂત્રથી झ નો ज थई जघस्+अ "अत उपघा" સૂત્રથી घना अनो દીર્ઘ થઈ **जघास** तस् झि નો अतुस् उस् આદેશ કરી, अद्नो घस्लृ, દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, કુત્વ, ચત્વ ઉપર પ્રમાણે કરી जघस्+अतुस्+जघस्+उस् માં "असंयोगाल्लिट् कित् । (મૂળમાં નથી) સૂત્રથી अतुस्, उस् નો कित् વદ્ભાવ "गमहनजन०" સૂત્રથી घना अ નો લોપ "शासिवसि०" સૂત્રથી स् નો ष् "खरि च" સૂત્રથી घ्नो क्, कषः संयोगे क्षः" નિયમથી क ને षनो क्ष्, अतुस्, उस्ना स्ना રુત્વ, વિસર્ગ, કરી **जक्षतुः जक्षुः**,

अद्+लिट्, તેનો सिप् थस् थ, કરી, "परस्मै० સૂત્રથી અનુક્રમે थल् अथुस्, अ આદેશ કરી, આર્ધધાતુક સંજ્ઞા, थ ને इट्नो આગમ કરી ઉપર મુજબ क्ष् રુત્વ વિસર્ગ કરી **जघसिथ जक्षथुः, जक्ष** मिप्, वस्, मस्, ની જગાએ અનુક્રમે णल्, व, म, આદેશ કરી અનુબંધ લોપ "णलुत्तमो वा" સૂત્રથી વિકલ્પે णिद्वद्भाव णल्नो કરી "अत उपधायाः०" સૂત્રથી વૃદ્ધિ થઈ, બાકીનું દ્વિત્વાદિ ઉપર પ્રમાણે કરીને **जघास**, णिद्वद्भाव ન થાય ત્યારે વૃદ્ધિ ન થતાં **जघस** व म ને इट् નો આગમ, ट् નો લોપ થઈ **जघसिव, जघसिम**, રૂપો બને છે. અર્થ—તે ખાતા હતો. વગેરે કરવો જ્યારે घस्लृ

**आदिव, आदिम । अत्ता, अत्तारौ, अत्तारः । अत्तासि, अत्तास्थः, अत्तास्थ । अत्तास्मि अत्तास्वः, अत्तास्मः । अत्स्यति, अत्स्यतः, अत्स्यन्ति । अत्स्यसि, अत्स्यथः, अत्स्यथ । अत्स्यामि, अत्स्यावः, अत्स्यामः । अतु, अत्तात्,**

---

આદેશ ન થાય ત્યારે अद्+लिट्, તેનો तिप्. તેનો णल् અનુબંધ લોપ દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, અભ્યાસાદિ કાર્ય કરી अ+अद्+अ થયા બાદ "अत आदे" (મૂળમાં નથી) સૂત્રથી અનો દીર્ઘ, પછી સવર્ણદીર્ઘ થઈને ને **आद**, अद्+लिट् તેનો तस्, झि ના સ્થાનમાં અનુક્રમે अतुस्, उस् આદેશ કરી આર્ધધાતુક સંજ્ઞા, દ્વિત્વ વગેરે ઉપર પ્રમાણે કાર્ય, स् ના રુત્વ વિસર્ગ **आदतुः आदुः** । अद्+लिट् તેનો सिप्, તેનો थल्, स् નો લોપ, દ્વિત્વ વગેરે કાર્ય કરી आद्+थ "इड्त्यर्ति" સૂત્રથી थल् ને इट् નો આગમ અનુબંધ ट् નો લોપ થઈ **आदिथ**, अथुस्, अ, લાવી, ઉપર પ્રમાણે પ્રક્રિયા કરી, स् ના રુત્વ વિસર્ગ કરી **आदथुः** आद, मिप्, वस्, मस्, ના સ્થાનમાં णल्, व, म, અનુક્રમે કરી अद-નું દ્વિત્વ વગેરે ઉપર મુજબ કરી **आद**, व, ને, म ને इट्નો આગમ ट લોપ થઈ **आदिव, आदिम** । રૂપો બને છે અર્થ—તે ખાતો હતો. વગેરે કરવાં.

भू ધાતુની માફક સૂત્રો લગાડવાં, अद्+लुट् તેનો तिप् અનુબન્ધ લોપ. "स्यतासी०" સૂત્રથી तास्, આર્ધધાતુક સંજ્ઞા, अद्+तास्+ति, ति નો डा, डित् હોવાથી तास् ના आस्નો લોપ, ધાતુના द् નો "खरि च" સૂત્રથી त् થઈ **अत्ता**, अद्+तस्, અને झि, નો અનુક્રમે रौ, અને रस् આદેશ કરી ઉપર મુજબ પ્રક્રિયા કરી **अत्तारौ**, रस् ના स् ના રૂત્વ વિસર્ગ કરી **अत्तारः** अद्+सिप्, थस्, थ માં तास्, વગેરે ઉપરમુજબ કરી. "तासस्त्यो०" સૂત્રથી स् નો લોપ, **अत्तासि** ઉપર મુજબ કર્યા બાદ थस् ના स् ના રૂત્વ વિસર્ગ કરી **अत्तास्थः, अत्तास्थ** । अद्+मिप्, वस्, मस्માં ઉપર પ્રમાણે કાર્ય

**अत्ताम् , अदन्तु । (३६८) हुझल्भ्यो हेर्धिः ६ । ४ । १०१ होर्झलन्तेभ्यश्च हेर्धिः स्यात् । अद्धि, अत्तात् । अत्तम् । अत्त । अदानि । अदाव । अदाम । (३६९) अदः सर्वेषाम् ७ । ३ । १०० । अदः परस्यापृक्तसार्वधातुकस्य अट्**

---

(૩૬૮) **અર્થ**--हु ધાતુ અને झल् પ્રત્યાહાર નો અક્ષર જેના અન્તમાં છે તેવા ધાતુથી પર રહેલા हि નો धि આદેશ થાય.

(૩૬૯) **અર્થ**--अद् થી પર અપૃક્ત સાર્વધાતુકને अट् નો આગમ થાય, દરેક વૈયાકરણો ના મતથી.

કરી, द् નો त् થઈ **अत्तास्मि** અને स् ના રુત્વ વિસર્ગ કરી **अत्तास्वः, अत्तास्मः** રૂપો બને છે અર્થ તે ખાશે વગેરે કરવાં.

अद्+लृट्, તેના સ્થાનમાં तिप् तस्, झि, વગેરે પ્રત્યયો લાવી "स्यतासी०" સૂત્રથી स्य દરેક પ્રત્યયોમાં કરી द्‌નો त् કરી, **अत्स्यति** स् ના રુત્વ વિસર્ગ કરી, **अत्स्यतः**, झि નો अन्ति થઈ, પરરૂપ કરી **अत्स्यन्ति**, વગેરે મૂળમાં બતાવેલા રૂપો भू ના लृट्‌ની માફક કરવા અર્થ-તે ખાશે, વગેરે.

વ્યા૦--अद्+लोट् તેના સ્થાનમાં तिप् , તેની, સાર્વધાતુક સંજ્ઞા शप्, તેનો, લોપ, द् નો त् ' एरुः'' સૂત્રથી इ નો उ, **अत्तु,** तु નો तातङ् વિકલ્પે થાય ત્યારે **अत्तात्**, तस् , માં ઉપર પ્રમાણે કર્યા બાદ "तस्थस्थ०" સૂત્રથી तस् નો ताम् થઈ **अत्ताम्** , झिनो अन्ति થઈ, इ નો उ થઇ **अदन्तु,** अद्+सिप् प् નો અનુબંધલોપ शप् , તેનો લોપ सि નો हि, તેનો तातङ् થઇ **अत्तात्** , तातङ् ન થાય ત્યારે "हुझल्भ्यो०" સૂત્રથી हि નો धि કરી, **अद्धि,** थस् નો तम् , **अत्तम्** , थ નો त થઇ **अत्त** । मिप् , वस्, मस् માં "आडुत्तमस्य' સૂત્રથી आट्, द् નો લોપ થઇ मि નો नि કરી **अदानि** वस् मस् માં आट् કરો, બન્નેના स् નો લોપ "नित्यंङितः'' સૂત્રથી કરી **अदाव, अदाम** । બને છે. અર્થ—તે ખાય, વગરે.

**स्यात्सर्वमतेन । आदत् , आत्ताम् , आदन् । आदः, आत्तम् आत्त । आदम् आद्व, आद्म । अद्यात् , अद्याताम् , अद्युः । अद्याः, अद्यातम् अद्यात । अद्याम् अद्याव, अद्याम् । अद्यात्**

---

**વ્યા૦** अद्+लुङ्, તેના સ્થાનમાં मिप् , સાર્વધાતુક સંજ્ઞા, शप् નો લોપ "आडजादी०" સૂત્રથી ધાતુને आट्નો આગમ, द् નો લોપ, વૃદ્ધિ "इतश्च" **સૂત્રથી** ति ના ઇકારનો લોપ, "**अपृक्त०**" સૂત્રથી त् ની અપૃક્ત **સંજ્ઞા** "**अदः सर्वे०**" **સૂત્રથી** त् ને **अट्**નો આગમ, द् લોપ થઇ **आदत्,** तस् પર રહેતા ઉપર મુજબ કાર્ય કરી, तस् નો ताम् કરી द् નો त् થઈ **आत्ताम्** , **झि** નો **अन्ति** કરી, **ઇ**નો **લોપ** त् નો સંયોગાન્ત લોપ કરી **आदन्** अद्+सिप् **માં** ઉપર **મુજબ** કાર્ય **કરી** ઇ નો લોપ, અપૃક્ત સંજ્ઞા, अट्નો આગમ થઇ स् ના રુત્વ વિસર્ગ કરી, **आदः**, थस् , ને थ ના સ્થાનમાં અનુક્રમે तम् ,ને त આદેશ કરી, **आत्तम् आत्त ।** अद्+मिप् માં ઉપર મુજબ કાર્ય કરી मिप् નો अम् થઇ **आदम्** , वस् , मस् માં બન્ને स् નો લોપ કરી **आद्व, आद्म,** રૂપો બને છે **અર્થ**-તે ખાતો હતો. વગેરે કરવો.

अद्+विधिलिङ्, તેના સ્થાનમાં तिप् , प् નો લોપ शप् , તેનો લોપ, यासुट् નો આગમ, અનુબંધલોપ, ति ના ઇકારનો લોપ, "लिङः सलोपो०" સૂત્રથી यास् ના स् નો લોપ થઇ **अद्यात्** , तस् પર રહેતા ઉપર પ્રમાણે કાર્ય કરી ताम् આદેશ **अद्याताम्** । **झि** નો जुस्, અનુબંધ લોપ, "उस्यपदा०" સૂત્રથી પરરૂપ (મૂળમાં નથી) स् ના રુત્વ વિસર્ગ થઇ **अद्युः** । सिप् માં प् નો લોપ, यासुट् અનુબંધ લોપ सि ના ઇકારનો લોપ, स् ના, રુત્વ વિસર્ગ થઇ **अद्याः** । थस् , ને थ નો અનુક્રમે तम् અને त આદેશ થઇ **अद्यातम् अद्यात** । **मिप्** નો अम् થઇ, स् નો લોપ, પૂર્વરૂપ થઇ **अद्याम्**, **वस्** , **मस्** માં स् નો લોપ થઇ **अद्याव, अद्याम** રૂપો બને છે. **અર્થ**-તે ખાય વગેરે-(જૂના વિધિલિંગનાં **સૂત્રો** રૂપ સિદ્ધ કરતી વખતે લગાવવાં.)

अद्यास्ताम् अद्यासुः । अद्याः, अद्यास्तम् अद्यास्त । अद्यासम् अद्यास्व, अद्यास्म । (३७०) लुङ्सनोर्घस्लृ २ । ४ । ३७ । अदो घस्लृ स्याल्लुङि सनि च (३७१) पुषादिद्युताद्लृदितः परस्मैपदेषु ३ । १ । ५५ । पुषादेर्द्युतादेर्लृदितश्च परस्य च्लेरङ् परस्मैपदेषु । अत्र लृदित्त्वादङ् । अघसत्

---

(૩૭૦) અર્થ—अद्नो घस्लृ આદેશ થાય. लुङ् અથવા सन् પરમાં હોય તો.

(૩૭૧) અર્થ—पुष् વગેરે ધાતુઓ, द्युत् ધાતુ અને लृ ની ઇત્સંજ્ઞાવાળા ધાતુથી પર રહેલા च्लिना સ્થાનમાં अङ् થાય, પરસ્મૈ, પદમાં अत्र—અહીં लृ ઇત્સંજ્ઞક હોવાથી अङ् કરવો.

अद्+आशीर्लिङ्; અનુબંધ લોપ, तिप् , पूनो લોપ "लिङाशिषि" સૂત્રથી ति વગેરે નવ પ્રત્યયોની આર્ધધાતુક સંજ્ઞા तिने यासुट् , અનુબંધ લોપ ति ના इ નો લોપ "स्कोः सं॰" સૂત્રથી स નો લોપ કરી, अद्यात् अद्+आताम् ઉપર મુજબ यास् કરીને अद्यास्ताम्, झिमां તેનો जुस् , यासुट्, અનુબંધ લોપ કરી अद्यासुः । अद्+सिप् , थस्, थ, માં यास् , इ લોપ, स् લોપ यास ના स् ના રુત્વવિસર્ગ થઈ अद्याः, थस् નો तम् થઈ अद्यास्तम् , थ નો त થઈ अद्यास्त । अद्+मिप्, वस् , मस् માં यास् , मिप् નો अम् , अद्यासम् , वस् , मस् ने यास् , બન્ને स નો લોપ થઈ अद्यास्व, अद्यास्म । અર્થ—તે ખાય વગેરે. अद्+लुङ् તેનો तिप् , प् નો લોપ "अदो घस्लृ॰" સૂત્રથી अद् નો घसलृ આદેશ, लृ નો અનુબંધલોપ, ધાતુને अट् નો આગમ,ट् લોપ च्लि, તેનો सिच् થવા આવ્યો તેનો બાધ કરી, "पुषाद॰" સૂત્રથી च्लि નો अङ् આદેશ ट નો લોપ થઈ अघसत् , तस् માં ઉપર મુજબ પ્રક્રિયા કરી, तस् નો ताम् થઈ, अघसताम् , झि, પર રહેતાં ઉપર મુજબ, કર્યા બાદ झि, નો अन्ति, इ નો લોપ त् નો

**अघसताम् अघसन् । अघसः, अघसतम् अघसत । अघसम् अघसाव, अघसाम । आत्स्यत् आत्स्यताम् आत्स्यन् । आत्स्यः, आत्स्यतम् आत्स्यत । आत्स्यम् आत्स्याव, आत्स्याम । (३७२) सार्वधातुकमपित् १ । २ । ४ । अपित् सार्वधातुकं ङिद्वत् स्यात् । अस् भुवि । २ । अस्ति ।**

---

(૩૭૨) **અર્થ**— पित् ભિન્ન જે સાર્વધાતુક તેનો ङित्वद्-ભાવ થાય. (ङित् પ્રત્યય પર રહેતાં જે કાર્ય થતું હોય તે થાય.)

સંયોગાન્ત લોપ થઈ **अघसन्** । अद्+सिप् પર રહેતાં ઉપર મુજબ પ્રક્રિયા કરી, सि ના ઈકારનો લોપ, स् ના રુત્વ વિસર્ગ થઈ **अघसः** थस् નો तम् થઈ **अघसतम्**, थ નો त થઈ **अघसत**, मिप् માં ઉપર મુજબ, પ્રક્રિયા થયા બાદ, मिप् નો अम्, પરરૂપ એકાદેશ થઈ **अघसम्**, वस् मस् માં घस् ના अनो દીર્ઘ બન્ને स् નો લોપ "नित्यं ङितः" સૂત્રથી કરી **अघसाव, अघसाम** । અર્થ તેણે ખાધું વગેરે.

**નોટ**—બધા પ્રત્યયો પર રહેતા. घस्लृ આદેશ च्लि, च्लिनो અંગ કરી. भू–ધાતુ પ્રમાણે સૂત્ર લગાડીને રૂપો સિદ્ધ કરવાં

अद्+लृट् અનુબંધ લોપ, ल नी જગાએ तिप्, प् નો લોપ ધાતુને आट् નો આગમ, ट् લોપ, વૃદ્ધિ "स्यतासी०" સૂત્રથી स्य પ્રત્યય "इतश्च" સૂત્રથી तिना ઈકારનો લોપ द् નો त् થઈ–**आत्स्यत्** तस् માં ઉપર મુજબ પ્રક્રિયા કરી, तस् નો ताम् થઈ **आत्स्यताम्**, झि માં ઉપર મુજબ પ્રક્રિયા કરી, इ ને त् નો લોપ કરી **आत्स्यन्**, सिप् માં आट्, વૃદ્ધિ स्य, इनो લોપ, स ના રુત્વવિસર્ગ થઈ **आत्स्यः** । थस् માં ઉપર પ્રમાણે કરી, थस् નો तम् થઈ **आत्स्यतम्**, थ નો त **आत्स्यत** मिप्, वस्, मस्, મા ઉપર પ્રમાણે કાર્ય કરી मिप् નો अम्, પર-રૂપ એકાદેશ થઈ– **आत्स्यम्**, वस्, मस् ના બન્ને स् નો લોપ, स्य ના અકારનો દીર્ઘ થઈ–**आत्स्याव, आत्स्याम** । અર્થ તે ખાશે વગેરે.

(૨) अस् ધાતુ હોવું અર્થમાં છે.

**(૩૭૩) श्नसोरल्लोपः । ६ । ४ । १११ । श्नस्यास्तेश्चातो लोप सार्वधातुके क्ङिति । स्तः । सन्ति । असि । स्थः । स्थ । अस्मि । स्वः । स्मः । (३७४) अस्तेर्भूः २ । ४ । ५२ आर्धधातुके । बभूव । भविता । भविष्यति । अस्तु, स्यात् स्ताम् सन्तु । (३७५) घ्वसोरेद्धावभ्यासलोपश्च ६ । ४ । ११९ ।**

---

(૩૭૩) **અર્થ**--श्ना પ્રત્યયના આકારનો અને अस् ધાતુના अ-નો લોપ. સાર્વધાતુક कित् ङित् પ્રત્યય પર રહેતાં.

(૩૭૪) **અર્થ**--अस् ધાતુના સ્થાનમાં भू આદેશ થાય, આર્ધધાતુક પરમાં હોય તો.

(૩૭૫)**અર્થ**—ઘુસંજ્ઞક ધાતુ, અને अस् ધાતુને एकार થાય हि પરમાં હોય તો. અને અભ્યાસનો લોપ થાય.

एत्व० एत्व કરનારું સૂત્ર (असिद्धवदत्राभात्) સૂત્રથી અસિદ્ધ થતું હોવાથી हि નો धि, श्नसो० સૂત્રથી અ નો લોપ तातङ् થાય ત્યારે एत्व થતું નથી तातङ् કરનારું સૂત્ર પર હોવાથી एत्वनो બાધ કરે છે.

વ્યા૦---अस्+लट्, तिप्, शप्, शप्નો લોપ-**अस्ति**, अस्+तस् માં "सार्वधातु०" સૂત્રથી तस् અપિત્ હોવાથી ङित्वद्भाव "श्नसोर०" अस्ना अ નો લોપ तस् ના स् ના રુત્વવિસર્ગ થઈ-**स्तः**, अस्+झि, તેનો अन्ति, ઉપર પ્રમાણે ङित्वद्भाव, अलोप-**सन्ति** । अस्+सिप्, प् નો લોપ, शप्, તેનો લોપ "तासस्त्यो०" સૂત્રથી अस्ना स् નો લોપ **असि**, थस्, ने थ માં अ નો લોપ स् ના રુત્વવિસર્ગ-**स्थः**, **स्थ** । अस्+मिप् प्नो લોપ **अस्मि**, अस्+वस् मस् માં अ લોપ, બન્ને स् ના રુત્વવિસર્ગ **स्वः** **स्मः** । **અર્થ**-તે છે, વગેરે

**घोरस्तेश्च पत्वं स्यात् हौ परे अभ्यासलोपश्च । पत्वस्या सिद्धत्वाद्धेर्धिः । श्नसोरित्यल्लोपः । तातङ्पक्षे पत्वं न, परेण तातङा बाधात् पधि, स्तात् । स्तम् । स्त ।**

---

अस्+लिट्, તેના સ્થાનમાં तिप् "लिट् च" સૂત્રથી तिप् વગેરે નવ પ્રત્યયોની આર્ધધાતુક સંજ્ઞા "**अस्तेर्भूः**, સૂત્રથી अस् ને। भू આદેશ "परस्मैप०" સૂત્રથી ति ને। **णल** આદેશ. અનુબંધ લોપ भु ને वुक्‌ને। આગમ, દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, હલાદિશેષ, હ્રસ્વ, ઉ ને। **अ** થઈ **बभूव, बभूवतुः, बभूवुः** વગેરે રૂપો भू ધાતુની માફક સિદ્ધ કરી લેવા અર્થ–તે હતે। વગેરે.

**નોટ**––लिट्, लुट्, लृट्, आशीर्लिङ्, लुङ्, लङ्, આ ૭ લકારો આર્ધધાતુક છે. તેમાં तिप् વગેરે પ્રત્યયો લાવી, अस् ને। भू આદેશ કરી, **भविता, भविष्यति, भूयात्, अभूत्, अभविष्यत्** વગેરે ત્રણેય પુરુષનાં રૂપો भू ધાતુની માફક સિદ્ધ કરી લેવાં. लट्, लोट्, लङ्, विधिलिङ् આ લકારો સાર્વધાતુક છે. તેમાં शप् થાય. અને અદાદિમાં शप्‌ને। લોપ કરી. પ્રાય: भू ધાતુનાં સૂત્રો લાગે છે. વધારાનાં સૂત્રો લખીને સાધનિકા પ્રક્રિયા યાદ રાખવી ખૂબ જ જરૂરી છે. अद्+लोट्. तिप्, शप्, તેને। લોપ. ति ના इ ને। "एरुः" સૂત્રથી ઉ કરી **अस्तु**, तु ને। तातङ् થાય ત્યારે अस् ના अ ને। લોપ કરી–**स्तात्**, तम् ને। ताम् કરી, अ ને। લોપ **स्ताम्**, झिને। अन्ति अને। લોપ, इ ને। उ થઈ —**सन्तु**, अस्+सिप्, प् ને। લોપ सि ને। हि, हि અપિત્ હોવાથી "श्नसोर०" સૂત્રથી अ ને। લોપ–स्+हि માં "हुजल्भ्यो० સૂત્રથી हि ને। धि "ध्वसोरेद्धा०" સૂત્રથી स ને। **ए–एधि**। हि ને। तातङ् થાય ત્યારે एકાર થાય નહિ–तातङ् કરનારું સૂત્ર પર હોવાથી एત્વને। બાધ કરે છે. **स्तात्,** थस् ને। तम्, थ ને। त થઈ, अस् ના अ ને। લોપ થઈ–**स्तम्**, स्त ।

**असानि । असाव । असाम । लङि-"आ+अस्+त्" इत्यत्र "अस्तिसिचोऽपृक्ते" इति ईट्, आसीत् आस्ताम् आसन् । आसीः, आस्तम् आस्त । आसम् आस्व, आस्म । स्यात्**

---

**શંકા**—एधि અહીંયાં स्+हि માં પ્રથમ स् નો एकार થશે તો हि નો धि થશે નહિ. झल् થી પર હોય તો हि નો धि થાય છે **જવાબ** एकार કરનારું સૂત્ર અસિદ્ધ હોવાથી स् झल् માં આવે છે, માટે મૂળ માં एत्वस्या० એમ લખ્યું છે. તેમજ तातङ् થાય ત્યારે एत्व થશે નહિ. "परनित्यान्तरङ्गापवादानामुत्तरोत्तरं बलीयः' પરિભાષા લાગે તેથી तातङ् પર છે. अस्+मिप् , प् નો લોપ, मि નો नि, आट् આગમ ट् નો લોપ–**असानि,** वस, मस् , માં आट् ट् નો લોપ, અને स् નો લોપ **असाव, असाम** તે હો, તે થાવ વગેરે અર્થ–अस्+लङ्, तिप् , અનુબંધ લોપ, शप् , તેનો લોપ "आडजादी०" સૂત્રથી ધાતુને आट्-નો આગમ, ट् નો લોપ "आटश्च"થી વૃદ્ધિ, "इतश्च" સૂત્રથી ति-ના ઇકારનો લોપ, અપૃકત સંજ્ઞા "अस्तिसिचो०" સૂત્રથી त् ને ईट्-નો આગમ, ट् નો લોપ **आसीत्**, तस् માં आट् अस् ના अ નો લોપ तस् નો ताम्=**आस्ताम्**, झि માં अन्ति, आट्, अ નો લોપ इ નો લોપ, त् નો સંયોગાન્તલોપ–**आसन्** , सिप् માં અનુબંધ લોપ आट्, वृद्धिः सि ના इ નો લોપ, स् ને ईट् નો આગમ, ट् લોપ, स् ના રુત્વવિસર્ગ–**आसीः**, थस् માં अस् ના अ નો લોપ, आट्, थस् નો तम्-**आस्तम्**, थ માં ઉપર મુજબ કાર્ય કરી, थ નો त–**आस्त** मिप् નો अम् કરી ઉપર મુજબ–**आसम्** वस् , मस् માં બન્ને स् નો લો ઉપર મુજબ કાર્ય–**आस्म, आस्म,** અર્થ–તે હતો વગેરે.

**નોટ**—शप्નો દરેક પ્રત્યયો પર રહેતાં લોપ કરવો. अस्+ विधिलिङ्, અનુબંધ લોપ, तिप् शप्, તેનો લોપ ति ના ઇકારનો લોપ यासुट् નો આગમ, અનુબંધ લોપ, यासुट् ङित् હોવાથી "श्नसोर०" સૂત્રથી अस् ના अ નો લોપ. यास् ના स् ના लिङः सलोपो०

स्याताम् स्युः । स्याः, स्यातम्, स्यात । स्याम्, स्याव, स्याम । भूयात् । अभूत् । अभविष्यत् । शीङ् स्वप्ने । ३ । (३७६) शीङः सार्वधातुके गुणः ७ । ४ । २१ क्ङिति चेत्य-

---

(૩૭૬) અર્થ—शीङ् ને સાર્વધાતુક પ્રત્યયો પર રહેતાં ગુણ થાય આ સૂત્ર क्ङिति च" સૂત્રનો બાધ કરે છે.

સૂત્રથી લોપ-स्यात् तस् માં ઉપર મુજબ કાર્ય કરી, तस् નો નો ताम्-स्याताम्, झि માં મુજબ કાર્ય કરી झि નો जुस्, ज् લોપ, પરરૂપ એકાદેશ, स् ના રુત્વ, વિસર્ગ થઈ स्युः । सिप् માં ઉપર મુજબ કાર્ય કરી, इ નો લોપ स् ના રુત્વવિસર્ગ स्याः । थस् માં ઉપર મુજબ કરી थस् નો तम् स्यातम् थ, માં थ નો त स्यात् । मिप् નો अम् કરી, પૂર્વરૂપ થઈ-स्याम्, वस् मस् માં બન્ને स् નો લોપ-स्याव, स्याम, રૂપો બને છે. અર્થ-તે થાય, વગેરે.

નોટ—यासुद्द ङित् હોવાથી દરેક પ્રત્યેક પર રહેતા ધાતુના અકારનો લોપ કરવો.

आशीर्लिङ्માં अस् ધાતુના રૂપો भू ધાતુના भूयात्० પ્રમાણે लुङ् લકારમાં अस् ધાતુનાં રૂપો भू ધાતુના अभूत्० પ્રમાણે અને लृङ् લકારમાં अस् ધાતુનાં રૂપો भू ધાતુના अभविष्यत् વગેરે રૂપો પ્રમાણે સિદ્ધ કરવા.

સૂચના—शीङ् ધાતુમાં ङ्કારની ઇત્સંજ્ઞા થાય "अनुदात्त०" સૂત્રથી દરેક લકારોના સ્થાને આત્મનેપદના પ્રત્યયો કરવા, અને સાધનિકા एध् ધાતુની માફક થાય છે તે ખાસ ધ્યાન રાખવું. દરેક લકારોમાં ट, ङ्, અને अ ની ઇત્સંજ્ઞા, લોપ, કરવો, તેથી જ્યાં ઇત્સંજ્ઞાને લોપ થાય છે, ત્યાં અનુબંધ લોપ એમ લખેલું છે.

स्यापवादः । शेते । शयाते । (३७७) शीङो रुट् ७ । १ । ६ । शीङः परस्य झादेशस्यातो रुडागमः स्यात् । शेरते । शेषे । शयाथे । शेध्वे । शये । शेवहे । शेमहे । (३७८) असंयोगात् लिट् कित् १ । २ । ५ । असंयोगात् परोऽपित् लिट् कित् स्यात् । शिश्ये । शिश्याते, शिश्यिरे । शिश्यिषे

---

(૩૭૭) અર્થ—शीङ् ધાતુથી પર झના સ્થાનમાં થયેલા अत આદેશને रुट्નો આગમ થાય.

(૩૭૮) અર્થ—અસંયોગથી પર अपित्–પકારની ઇત્સંજ્ઞા ન થઈ હોય તેવા लिट्ને कित् માનવો.

નોટ–तिप् सिप् मिप् સિવાયના ૬ પ્રત્યયો પરસ્મૈપદના, અને લિટ્‌ના આત્મનેપદના પ્રત્યયોને આ સૂત્રથી कित् જાણવા, જેથી ગુણ, વૃદ્ધિ તે પ્રત્યયો પર રહેતાં થાય નહિ.

વ્યા૦—शीङ्, ङ् ની ઇત્સંજ્ઞા, લોપ, लट्, અનુબંધલોપ, लના સ્થાનમાં આત્મનેપદના त आताम् વગેરે પ્રત્યયો, તેમની સાર્વધાતુક સંજ્ઞા, शप्, તેમનો લોપ, शीનો ગુણ થવા આવ્યો, "क्ङिति च" સૂત્રથી; ગુણનો નિષેધ "सार्वधातुक०" સૂત્રથી त વગેરે બધા પ્રત્યયોને ङिद्वद्भाव થયેલો છે તેથી ગુણનો નિષેધ થયો. પરંતુ નિષેધનો પણ નિષેધ કરનારું સૂત્ર "शीङः सार्व०" સૂત્ર છે. તેથી शीનો ગુણ शे, થયા બાદ "टित आत्मने०" સૂત્રથી तના अनो ए थई=शेते शी+आताम् ઉપર પ્રમાણે પ્રક્રિયા કરી, शीનો ગુણ, एનો अय्, टि आम्नो ए शयाते, झनो अत, ગુણ, પછી "शीङोरुट्०" સૂત્રથી अतને रुट्નો આગમ, અનુબંધલોપ, टिનો ए=शेरते । थास्નો से, शीનો ગુણ, स નો ष=शेषे, आथाम्, માં आताम्ની માફક પ્રક્રિયા કરી, शयाथे, ध्वम्માં ગુણ, टिનો ए=शेध्वे । इट्માં इनो ए, शीनो ગુણ, अय् આદેશ=शये वहि, महि,માં ગુણ, બન્ને इनो ए शेवहे, शेमहे । અર્થ–તે સૂએ છે. વગેરે

**शिश्याथे, शिश्यिध्वे, शिश्ये । शिश्यिवहे, शिश्यिमहे । शयिता । शयिष्यते । शेताम् शयाताम् शेरताम् । शेष्व, शयाथाम् शेध्वम् । शयै, शयावहै, शयामहै । अशेत, अशयाताम् अशेरत । अशेथाः अशयाथाम् अशेध्वम् । अशयि· अशेवहि, अशेमहि । शयीत, शयीयाताम् शयीरन् । शयीथाः शयीयाथाम् शयीध्वम् । शयीय, शयीवहि, शयीवहि । शयि-**

---

"असंयोगात्०' સૂત્રથી તેને कित् તેથી ગુણ ન થયો. शीङ्+ लिट्, અનુબંધલોપ, त, આર્ધધાતુક સંજ્ઞા "लिटिधातो०" સૂત્રથી शी-નું દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, તનો "लिटस्तझ०" સૂત્રથી एश्, सनो લોપ, "एरनेकाचो०" સૂત્રથી બીજા शीनो यण्, વર્ણ મળતાં **शिश्ये**, आताम् માં ઉપર મુજબ બધું કાર્ય કરી, आम्नो ए કરી=**शिश्याते** झनो इरेच् કરી च्नो લોપ બાકી ઉપર મુજબ- **शिश्यिरे**। थास्नो से, तेने इट्नो આગમ, બાદ यण्, स् નો ष्=**शिश्यिषे**, आथाम्, ध्वम्, इट्, वहि, महि, પ્રત્યયોમાં ઉપર મુજબ પ્રક્રિયા કરી, टिनो ए કરી, वहि, महिमां इट्नो આગમ કરી મૂળમાં આપેલાં રૂપો સિદ્ધ કરવાં. અર્થ- તે સૂતો હતો. વગેરે शी+लुट्, त, तास्, આર્ધધાતુક સંજ્ઞા, इट् નો આગમ, ગુણ, त, आताम्, झना અસ્થાનમાં અનુક્રમે, डा, रौ, रस् આદેશ કરી, डा, डित् હોવાથી आस्नो લોપ **शयिता**, तास्ना सनो લોપ કરી **शयितारौ शयितारः** વગેરે રૂપો एधिता વગેરેની માફક સિદ્ધ કરવાં.

शी+लृट्, त, स्य, આર્ધધાતુકસંજ્ઞા, इट्नो આગમ, ગુણ, अय् આદેશ, सनो ष થઈ=**शयिष्यते**-વગેરે રૂપો एध् ધાતુ પ્રમાણે કરવાં.

शीङ्+लोट्, त, शप्, અનુબંધ લોપ, शीनो ગુણ शे, तना टिनो ए "आमेतः" સૂત્રથી एनो आम्=**शेताम्**, आताम्, માં शप् તેનો લોપ, ગુણ, अय् આદેશ. आम्=टिनो ए, તેનો ઉપર મુજબ आम्=**शयाताम्** झनो अत, આદેશ. "आत्मनेपदे०' સૂત્રથી કરી તેને "शीङोरुट्" સૂત્રથી रुट्नो આગમ, અનુબંધલોપ, टिनो एनो आम् થઈ=

षीष्ट, शयिषीयास्ताम् शयिषीरन् । शयिषीष्ठाः, शयिषीयास्थाम् शयिषीध्वम् । शयिषीय, शयिषीवहि, शयिषीमहि । अशयिष्ट, अशयिषाताम् अशयिषत । अशयिष्ठाः, अशयिषा-

---

शेरताम्, शी+ थास् , थास्ने से, शप् , तेनो लोप, गुण, "सवाभ्याम्०" सूत्रथी एनो व, स्नो ष् "शेष्व, शयाथाम्" आताम् प्रमाणे. शेध्वम्मां गुण शप्नो लोप, ए, तेनो 'सवाभ्यां०" सूत्रथी अय् करवो. । शयै मां इट् , शीनो गुण, शप् , तेनो लोप, इनो ए "एत ऐ" थी एनो ऐ, तेने आट्नो आगम, वृद्धि, शेना एनो अय् थाय छे. शयावहै, शयामहै वगेरे एधू लोट् प्रमाणे रूपो करवां.

शी+लङ् , तेनो त, शप् , तेनो लोप धातुने अट्नो आगम, शीनो थई=अशेत, आताम्मां उपर प्रमाणे प्रक्रिया करी शेना एनो अय्=अशयाताम्, झमां उपर मुजब करी झनो अत, तेने रुट्नो आगम=, अशेरत, थास्मां उपर प्रमाणे करी, थास् ना स्ना रुत्व-विसर्ग थई=अशेथाः, अशयाथाम्मां आताम् , मुजब, ध्वम्मां गुण, अट्नो आगम-अशेध्वम्, इट्मां अट्नो आगम, गुण, अय् आदेश थई अशयि, वहि, महिमां, अट् , गुण–अशेवहि, अशेमहि । ते सूतो हतो वगेरे

शी+विधिलिङ् तेनो त, शप् , तेनो लोप, 'लिङः सीयुट्" सूत्रथी दरेक प्रत्ययोमां सीयुट्नो आगम, अनुबंधलोप, शीनो गुण, सीयुट्ना स्ना "लिङःसलोपो०" सूत्रथी लोप, शे+ईय्+तमां एनो अय्–यनो लोप थई=शयीत, शी+आताम्मां शप् , तेनो लोप, गुण, सीयुट् , स्नो लोप, एनो अय् आदेश, यूनो लोप,=शयीयाताम् , झमां शयीय् उपर मुजब बनावी, झनो रन् , यूनो लोप शयीरन् , थास् मां उपर मुजब बनावी, स्नो रुत्व, विसर्ग, शयीथाः आथाम्मां आताम्नी माफक कार्य, शयीय+ध्वम् मां यू नो लोप=शयीध्वम् ,

**थाम् अशयिढ्वम् । अशयिषि, अशयिष्वहि, अशयिष्महि । अशयिष्यत, अशयिष्येताम् अशयिष्यन्त । अशयिष्यथाः, अशयिष्येथाम् अशयिष्यध्वम् । अशयिष्ये, अशयिष्यावहि, अशयिष्यामहि । इति अदादयः ।**

---

शयीयू+इद् માં "इटोऽत्" સૂત્રથી इनो अ થઈ **शयीय**, वहि, महिમાં મુજબ, यूનો લોપ=**शयीवहि, शयीमहि** । તે સૂઈ જાય, વગેરે

शी+आशीर्लिङ् , તેના સ્થાનમાં त, વગેરે નવ પ્રત્યયો. તેમની આર્ધધાતુક સંજ્ઞા, દરેક પ્રત્યયોને सीयुट्नो આગમ, તેમાં त, थ, ને सुटनो આગમ, બન્નેમાં અનુબન્ધલોપ, सीप् ને इटनो આગમ ट લોપ "आदेशप्रत्य०" સૂત્રથી બન્ને सનું ષત્વ, शी નો ગુણ, अयादेश–सीयू ના यूનો લોપ, तनुं ष्टुत्व ट करी=**शयिषीष्ट**, વગેરે મૂળમાં આપેલાં રૂપો एध्ना આશીર્લિંગ પ્રમાણે કરવાં.

शी+लुङ्, તેનો त, आताम् વગેરે નવ પ્રત્યયોમાં ધાતુને "लुङ्-लङ्" સૂત્રથી अट्नो આગમ, ધાતુથી च्लि પ્રત્યય, તેનો सिच् આદેશ, અનુબંધલોપ, આર્ધધાતુક સંજ્ઞા, सिच्ने इटनो આગમ, शीનો ગુણ, अय् આદેશ, सनो ष् ष्टुत्वथी तनो ट थई=**अशयिष्ट**, વગેરે મૂળમાં લખેલાં રૂપો, एध् ધાતુના लुङ् લકાર મુજબ કરવાં. शीना इनो ગુણ, અને अय् આદેશ થાય છે. एधूमां તેમ થતું નથી.

शी+लृङ् , તેમાં त. आताम् વગેરે નવ પ્રત્યયો, ધાતુને ઉપર મુજબ अट्नो આગમ, "स्यतासी०" સૂત્રથી દરેક પ્રત્યયમાં स्य પ્રત્યય, "તેની આર્ધધાતુક સંજ્ઞા, आर्धधातुक०" સૂત્રથી स्यने इट्नो આગમ शीनो ગુણ, एनो अय् , सनो ष थई. **अशयिष्यत** । आताम् आनो इयू , यूनो લોપ, वहि, महिमां अनो आ દીર્ઘ થઈ. મૂળમા લખેલાં રૂપો બનાવવાં, एधूना लृङ् પ્રમાણે સૂત્રો લાગે છે.

**એ પ્રમાણે (૨) અદાદિ ગુણ પૂરો થયો.**

---

## ३ अथ जुहोत्यादयः

हु दानादनयोः ॥ १ ॥ (३७९) जुहोत्यादिभ्यः श्लुः २ । ४ । ७५ । शपः श्लुः स्यात् । (३८०) श्लौ ६ । १ । १० । धातोर्द्वे स्तः । जुहोति । जुहुतः । (३८१) अदभ्यस्तात् ७ । १ । ४ । झस्यात्स्यात् । (३८२) हुश्नुवोः सार्वधातुके ६ । ४ । ८७ । हुश्नुवोरनेकाचोऽसंयोगपूर्वस्य यणू स्यादचि सार्वधातुके । जुह्वति । जुहोषि, जुहुथः जुहुथ । जुहोमि, जुहुवः, जुहुमः । (३८३) भीह्रीभृहुवां श्लुवच्च ३ ।

---

(૩) હવે જુહોત્યાદિ ગણુ શરૂ થયો.

(૩૭૯) અર્થ—જુહોત્યાદિ ગણુમાં પઠિત ધાતુઓથી થયેલા શપ્‌નો શ્લુ આદેશ થાય છે.

(૩૮૦) અર્થ—ધાતુનું દ્વિત્વ થાય શ્લુ પર રહેતાં.

(૩૮૧) અર્થ—અભ્યસ્તસંજ્ઞાથી પર આવેલા झनो अत् આદેશ થાય.

(૩૮૨) અર્થ—हु ધાતુ અને શ્નુ પ્રત્યય જેના અન્તમાં છે તેવા તથા સંયોગ પૂર્વમાં નથી તેવા અનેક અચ્‌વાળા ધાતુના ઉકારનો यण् થાય. અચ્ પ્રત્યાહારનો અક્ષર આદિ છે તેવા સાર્વધાતુક પર રહેતા.

(૩૮૩) અર્થ—भी, ह्री, भृ અને हु એ ધાતુથી વિકલ્પે आम् થાય, અને आम् પર રહેતાં શ્લુની માફક દ્વિત્વ વગેરે કાર્ય થાય.

हु=ધાતુ દાન=શાસ્ત્ર પ્રમાણે અગ્નિમાં ઘી વગેરે હોમવું. અને આદાન=ગ્રહણ કરવું, એ બન્ને અર્થમાં વપરાય છે.

નોટ—જુહોત્યાદિ ગણુમાં શપ્‌નો શ્લુ થાય છે. लुक्, श्लु, लुप् આ સંજ્ઞા છે. તેમનો અર્થ લોપ થાય છે. लट्, लोट्, लिङ्, विधिलिङ् આ ચાર લકારો સાર્વધાતુક છે. તેથી તેમાં શપ્‌નો શ્લુ

१ । ३९ । पम्यो लिटि आम् वा स्यादामि श्लाविव कार्यं च। जुहवाञ्चकार, जुहाव। जुहुवतुः जुहुवुः। जुहविथ, जुहोथ

થાય છે. તેથી ધાતુનું દ્વિત્વ (ધાતુ બેવડાય) છે. દરેક લકારોમાં ट्, ङ्, अ, ની ઇત્સંજ્ઞા અને લોપ થાય છે ને लની જગાએ જ પરસ્મૈપદ તથા આત્મનેપદના પ્રત્યયો થાય છે.

વ્યા૦—हु+लट्, તેનો तिप्, સાર્વધાતુક સંજ્ઞા, शप्, તેનો 'जुहोत्या०'' સૂત્રથી श्लु આદેશ, ''श्लौ'' સૂત્રથી ધાતુનું દ્વિત્વ=हु, हु+ति, ''पूर्वोभ्यासः'' સૂત્રથી પૂર્વની અભ્યાસ સંજ્ઞા, ''कुहोश्चुः'' हुનો झु ''अभ्यासे चर्चः'' સૂત્રથી झुનો जु ''सार्वधातुकार्ध०'' સૂત્રથી हु નો ગુણ हो=जुहोति, तसમાં દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, કુત્વ, ચત્વ થયા બાદ ''सार्वधातुकमपित्'' સૂત્રથી तस्નો ङिद्वद्भाव, ઉપર પ્રમાણે ગુણ થવા આવ્યો ''क्ङिति च'' સૂત્રથી ગુણનો નિષેધ, स् ના રુત્વ-વિસર્ગ जुहुतः, झમાં ઉપર પ્રમાણે પ્રક્રિયા કરી ''उभे अभ्यस्तम्'' સૂત્રથી અભ્યસ્તસંજ્ઞા ''अदभ्यस्तात्'' સૂત્રથી झनो अत् ''हुश्नुवो'' સૂત્રથી उनो यण्=व् થઈ 'जुह्वति'

નોટ—અહીં ''इकोयण्०'' સૂત્રથી यण् થવો જોઈએ, પરન્તુ ''अचिश्नु०'' સૂત્રથી તેનો બાધ કરીને उनो उवङ्, થવા આવે છે. ''हुश्नुवो०'' સૂત્ર उवङ्નો બાધ કરવા માટે બનાવેલ છે

सिप्, માં ઉપર પ્રમાણે, शप्, श्लु દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, તેનું કાર્ય, उनो ગુણ, स्નો ष्=जुहोषि, थस्, थ માં ઉપર મુજબ થયા બાદ स्નો રુત્વ, વિસર્ગ—जुहुथः, जुहुथ, मिप्માં ગુણ=जुहोमि, वस्, मस्,માં બન્ને स्ना રુત્વ, વિસર્ગ થઈ जुहुवः, जुहुमः। અર્થ—તે હોમે છે, વગેરે

हु+लिट् ''भीह्रीभृ०'' સૂત્રથી आम्, અને आम् રહેતાં દ્વિત્વ=हु, हु, आम्, हु-પૂર્વની અભ્યાસ સંજ્ઞા, અભ્યાસનું કાર્ય ઉપર પ્રમાણે झुनो जुहु+आम् आम्ની આર્ધધાતુક સંજ્ઞા, उनो ગુણ, ओ, તેનો अव्, जुहवाम्+लिट्માં ''आमः'' સૂત્રથી लिट्નો લોપ, ''कृञ्चानु.''

**जुहुवथुः, जुहुव। जुहाव, जुहव, जुहुविव, जुहुविम। होता। होष्यति। जुहोतु जुहुतात् जुहुताम् जुह्वतु। जुहुधि, जुहु-**

---

સૂત્રથી लिट् પર कृनो પ્રયોગ, लिट्‌નો तिप् तस्, વગેરે તેમનો णल्, अतुस्, વગેરે આદેશ કરી, અનુબંધલોપ, कृनું દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, અભ્યાસનું કાર્ય, "उरत्" સૂત્રથી उनो अ, रपर કરી, रनो લોપ कनो "कुहोश्चुः" સૂત્રથી च, मनो અનુસ્વાર, પરસવર્ણ, "अचाञ्णिति" સૂત્રથી कृनી વૃદ્ધિ आर-વર્ણ મળતાં **जुहवाञ्चकार.**

तस्, झि, વગેરેમાં अतुस्, उस्, थल्, अथुस्, अ, णल्, व, म, આદેશ પર રહેતાં ઉપર મુજબ પ્રક્રિયા કરી, अतुस् વગેરે સ્વરાદિ પ્રત્યયો પર રહેતાં कृनો यण् र्, थल्, પર રહેતાં ऋनો ગુણ, अर्, णल्‌માં વિકલ્પે વૃદ્ધિ आर्, વૃદ્ધિ ન થાય ત્યારે ગુણ स्‌ના રુત્વ વિસર્ગ કરી, **जुहवाञ्चक्रतुः जुहवाञ्चक्रुः** વગેરે રૂપો एधाञ्चकार વગેરેની માફક કરવાં, भूના અનુપ્રયોગમાં **जुहवाम्बभूव**, **जुहवाम्बभूवतुः** વગેરે રૂપો૦ अस्‌ના અનુપ્રયોગમાં **जुहवामास**, **जुहवामासतुः** વગેરે રૂપો एधूના लिट् લકાર પ્રમાણે સિદ્ધ કરવાં, જ્યારે आम् ન થાય ત્યારે हु+लिट्, ના સ્થાનમાં तिप्, तस्, વગેરે નવ પ્રત્યયો, તેમના સ્થાનમાં "परस्मैपदा०" સૂત્રથી णल्, अतुस्, उस् વગેરે નવ આદેશો, "लिटिधातो०" સૂત્રથી દ્વિત્વ, અભ્યાસસંજ્ઞા, અભ્યાસનું કાર્ય, દ્વિત્વવગેરેકરી=जुहु+अમાં "लिट् च" સૂત્રથી દરેક પ્રત્યયો-ની આર્ધધાતુક સંજ્ઞા, 'अचोञ्णिति' સૂત્રથી उनી વૃદ્ધિ-औ, औनो आव् આદેશ–**जुहाव**, तिप्, सिप्, मिप्, સિવાયના ૬ પ્રત્યયો "असंयोगात्०" સૂત્રથી कित् કરવા, તેથી તે પ્રત્યય પર રહેતાં ગુણવૃદ્ધિ થતાં નથી, તેથી "अचिश्नु०" સૂત્રથી અજાદિ પ્રત્યય પર રહેતાં उवङ्,

तात् जुहुतम् जुहुत । जुहवानि जुहवाव जुहवाम । अजुहोत्

કરી, સ્‌ના રુત્વવિસર્ગ **जुहुवतुः, जुहुवुः.** थल्‌ને વિકલ્પે इट्‌નો આગમ ભારદ્વાજના મત પ્રમાણે કરી, ઉનો ગુણ, अव् આદેશ થઈ **जुहविथ,** इट् ન થાય ત્યારે (**जुहोथ**) **जुहुवथुः जुहुव,** બન્નેમાં उवङ्, व, म, ને इट्‌નો આગમ, પછી, उवङ् થઈ **जुहुविव, जुहुविम** । તે હોમ કરતો હતો વગેરે અર્થ થાય છે.

हु+लुट्, तिप्, અનુબંધ લોપ, "स्यतासी०" સૂત્રથી तास् પ્રત્યય, "आर्ध०" સૂત્રથી આર્ધધાતુક સંજ્ઞા, "सार्वधातु०" સૂત્રથી हु નો ગુણ, "लुटः प्रथम०" સૂત્રથી तिनो डा અનુબંધ લોપ डित्वात् टि-आस्‌નો લોપ-**होता**, तस्, झिनो रौ, रस्, કરી, तास्‌ના स्‌નો લોપ-**होतारौ**, स्‌ના રુત્વ, વિસર્ગ,-**होतारः** વગેરે રૂપો भूना लुट् પ્રમાણે કરવા. हुને इट्‌નો આગમ થતો નથી. તે હોમશે, વગેરે અર્થ જાણવો.

हु+लृट्, तिप्, "स्यतासी०" સૂત્રથી स्य, તેની ઉપર મુજબ આર્ધધાતુક સંજ્ઞા, ગુણ, स्यना सनो ष् **होष्यति**, तस्‌ના स्‌નો રુત્વ-વિસર્ગ **होष्यतः**, झिनो अन्ति પર રૂપ થઈ=**होष्यन्ति,** વગેરે રૂપો भूना लट् મુજબ પણ અહીં इट् થતો નથી. અર્થ -તે હોમશે, વગેરે

हु+लोट्, शप्, તેનો श्लु, "श्लौ"થી हुनुं દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા (लट्‌ની માફક) कुत्व हुनो ગુણ-इनो "एरुः"થી उ થઈ **जुहोतु,** तुनो વિકલ્પે तातङ्-**जुहुतात्**, तस्‌નો ताम्, **जुहुताम्**, झिनो अत थઇ, "हुश्नुवो०"સૂત્રથી यण्, इनो उ થઇ **जुह्वतु** जु+सिमां सि नो हि; "हुझल्भ्यो०" સૂત્રથી हिनो धि-**जुहुधि,** हिनो વિકલ્પે तातङ्-**जुहुतात्**, थस्‌ने थ, नो तम्, ने त, થઈ **जुहुतम् जुहुत,** जुहु+मिप् नो नि, आट्,નો આગમ हुनो ગુણ, ओनो अव् **जुहवानि,** वस्, मस्, માં स्‌નો લોપ-**जुहवाव, जुहवाम** । અર્થ તે હોમકરો વગેરે.

अजुहुताम् । झेर्जुस् । (३८४) जुसि च ७ । ३ । ८६ । इगन्ताङ्गस्य गुणोऽजादौ जुसि । अजुहवुः । अजुहोः, अजुहुतम् अजुहुत । अजुहवम् अजुहुव अजुहुम । जुहुयात् जुहुयाताम् जुहुयुः । जुहुयाः जुहुयातम् जुहुयात । जुहुयाम् जुहुयाव जुहुयाम (३८५) अकृतसार्वधातुकयोर्दीर्घः ७ । ४ । २५ । अजन्ताङ्गस्य दीर्घो यादौ प्रत्यये न तु कृत-सार्वधातुकयोः ।

---

(३८४) અર્થ—इक् પ્રત્યાહારનો અક્ષર અન્તે છે તેવા, અંગનો ગુણ, अच् આદિ जुस् પરમાં હોય તો.

((३८५) અર્થ—અજન્ત અંગને દીર્ઘ થાય યકારાદિ પ્રત્યય પરમાં હોય તો, પરન્તુ યકાદિ પ્રત્યય કૃદંતનો તથા સાર્વધાતુકનો હોય તો દીર્ઘ થાય નહિ

हु+लङ् , तिप् , शप् , लङ्नी માફક દ્વિત્વાદિ अद्व , ગુણ, तिना અકારનો લોપ-अजुहोत् ઉપર મુજબ કરી तस्नो ताम्-अजुहुताम् , अजुहु+झि, "सिजभ्यस्त०" સૂત્રથી झिनो जुस्, અનુબંધ લોપ "जुसि च" સૂત્રથી हुनो ગુણ, ओनो अव्, स्‌ના રુત્વ, વિસર્ગ,-अजुहवुः, अजुहो+सिप्‌માં ઉપર મુજબ इनो લોપ, स्‌ના રુત્વ વિસર્ગ, अजुहोः, थस्‌નો थ तम्, नो त थઈ अजुहुतम् , अजुहुत । अजुहो+मिप् , वस् , मस् ,માં मिप्‌નો अम् . ओनो अव्-अजुहवम् , ને स् નો લોપ, अजुहुव, अजुहुम । તે હોમતો હતો, વગેરે

हु+विधिलिङ्, तिप् , शप् , श्लुः लिट् મુજબ કાર્ય-जुहु+ति ने यासुट्नो આગમ, અનુબંધ લોપ, તે ङित् હોવાથી ગુણ થાય નહિ, इनो લોપ , सूनो "स्कोः संयो०" સૂત્રથી લોપ-जुहुयात् ઉપર મુજબ પ્રક્રિયા કરી, तस्नो ताम्-जुहुयाताम् , झिना जुस , અનુબંધલોપ, स्‌નો લોપ, પરરૂપ,, स्‌ना રુત્વ, વિસર્ગ जुहुयुः, जुहुयास्+ सમાં इनो લોપ, स्नो લોપ, स्‌ના રુત્વ વિસર્ગ-जुहुयाः, तस्नो ताम् , जुहुयाताम् , थनो त-जुहुयात, मिप्नो अम् પરરૂપ जुहुयाम् , वस , मस्ना स्नो લોપ जुहुयाव, जुहुयाम । અર્થ તે હોમે-વગેરે

हु+आशीर्लिङ्, तिप् , तेनी આર્ધધાતુક સંજ્ઞા, यासुट्नो આગમ,

**हूयात् हूयास्ताम् । हूयासुः । हूयाः, हूयास्तम् हूयास्त । हूयासम् हूयास्व हूयास्म । अहौषीत् अहौष्टाम् अहौषुः । अहौषीः अहौष्टम् अहौष्ट । अहौषम् अहौष्व अहौष्म । अहोष्यत् अहोष्यताम् अहोष्यन् । अहोष्यः अहोष्यतम् अहोष्यत । अहोष्यम् अहोष्याव, अहोष्याम । इति जुहोत्यादयः**

---

અનુબંધલોપ, "अकृतसार्वधा०" સૂત્રથી हुનો દીર્ઘ, तिના इનો લોપ, सूનો "स्कोः संयो०" સૂત્રથી सूનો લોપ– **हूयात्,** ઉપર મુજબ हूयास्+ तस्માં तस्નો ताम् , झि,નો जुस् , અનુબંધલોપ, सूના રુત્વવિસર્ગ **हूयासुः**, हूयास्+सिप् , અનુબંધ લોપ, इનો લોપ, सनो લોપ, सूના રુત્વ, વિસર્ગ **हुयाः** थस्, थ, માં तम्, ને त–**हूयास्तम्** , **हूयास्त** । हूयास्+मिप्, वस् , मस्માં मिप्નો अम् , બંને सनो લોપ **हूयासम् , हूयास्व , हूयास्म** । અર્થ તે હોમે વગેરે

हु+लुङ् , तिप् , ધાતુને अट्નો આગમ, च्लि, તેનો सिच् , આર્ધધાતુક સંજ્ઞા, तिના इનો લોપ "सिचिवृद्धि०" સૂત્રથી हुની વૃદ્ધિ "अस्तिसिचो०" સૂત્રથી तूને ईट्‌નો આગમ, **अहौषीत्** , ઉપર પ્રમાણે अहौस् +तस्નો ताम् सूનો ष् ष्टुत्वथी तनो ट् **अहौष्टाम्** , ઉપર પ્રમાણે કાર્ય કરી, झिनो "सिजभ्यस्त०" સૂત્રથી जुस् , અનુબંધલોપ, सूના રુત્વ વિસર્ગ–**अहौषुः** । सिप्માં ઉપર મુજબ, सूનો અપૃક્ત સંજ્ઞા, ईट्‌નો આગમ, सूના રુત્વ વિસર્ગ–**अहौषीः**, थस् નો तम् આદેશ सूનો ष् , तनो ट–**अहौष्टम्** , मिप्नो अम् , **अहौषम्** वस् , मस्, માં ઉપર મુજબ કરી, બન્ને सूનો લોપ **अहौष्व, अहौष्म** । અર્થ—તેણે હોમ કર્યો-વગેરે

हु+लृङ् . तिप् , ધાતુને अट् નો આગમ, स्य, ગુણ, स्यના स् નો ष् , तिના इनो લોપ થઈ **अहोष्यत्** , तस्नो ताम् , झिनो अन्ति, પરરૂપ, सिना इકારનો લોપ, सूના રુત્વ, વિસર્ગ, थस्નો तम् , थનો त, मिप्नो अम् , वस् , मस्ના सूનો લોપ, व, म, પર રહેતા स्यના अनो દીર્ઘ થઈ મૂળમાં આપેલાં રૂપો સિદ્ધ કરવાં. અર્થ—તે હોમશે-વગેરે.

**આ પ્રમાણે જુહોત્યાદિ ગણ પૂરો થયો.**

---

## ४ अथ दिवादयः

**दिवु क्रीडा-विजिगीषा-व्यवहार-द्युति-स्तुति-मोद-मद-स्वप्न-कान्ति-गतिषु ॥१॥**

**(३८६) दिवादिभ्यः श्यन् ३ । १ । ६९ । शपोऽपवादः ।**
**(३८७) हलि च ८ ।२। ७७ । रेफ-वान्तस्य धातोरुपधाया**

### હવે દિવાદિ ગણુ શરૂ થાય છે

(૩૮૬) **અર્થ**—દિવાદિ ગણુ પઠિત ધાતુઓથી श्यन् પ્રત્યય થાય.

(૩૮૭) **અર્થ**—રેફ-રકારાંત, અને વકારાન્ત ધાતુઓની ઉપધાનો જે इक्-इ, उ, ऋ ऌ, તેનો દીર્ઘ થાય. હલ્ પરમાં હોય તો.

(૧) दिवु-ધાતુ क्रीडा-રમત विजिगीषा-જીતવાની ઇચ્છા, વ્યવહાર, द्युति--પ્રકાશ, स्तुति-પ્રાર્થના, मोद-હર્ષ, मद--ગર્વ, અભિમાન, स्वप्न-સૂવું, कान्ति-ઇચ્છા અને गति-ગમન જવું,-એટલા અર્થમાં વપરાય છે.

**સૂચના**—દિવાદિ ગણુમાં લટ્, લોટ્, લઙ્, વિધિલિઙ્ આ સાર્વધાતુક લકારોમાં तिप् વગેરે પ્રત્યયો પર રહેતાં शप् નો બાધ કરી श्यन् પ્રત્યય થાય છે, તેમાં श-न् ની ઇત્સંજ્ઞા થાય છે ને य કેવલ બચે છે. તેનો "अपित् सा०" સૂત્રથી ङिद्वद्भाव કરવો જેથી ગુણુ, વૃદ્ધિ થાય નહીં. બાકીના ૭ લકારો આર્ધધાતુક છે. બધાં રૂપો સિદ્ધ કરવામાં भू ધાતુમાં લાગેલાં અને આત્મનેપદમાં एध ધાતુને લાગેલાં સૂત્રો જ લાગે છે. વિશેષ સૂત્રો પ્રક્રિયામાં બતાવાશે, સાર્વધાતુક લકારોમાં દીર્ઘ, અને આર્ધધાતુક લકારોમાં લઘૂપધ ગુણુ થાય છે.

વ્યા૦—दिव्+लट्, तिप्, સાર્વધાતુક સંજ્ઞા श्यन्, અનુબંધ લોપ, "अलोऽन्त्यात्०" સૂત્રથી दिव्ना ઇકારની ઉપધા સંજ્ઞા, "हलि च" સૂત્રથી दिव्ना इ નો દીર્ઘ-**दीव्यति**, तस् વગેરેમાં श्यन् કરી भूની માફક કાર્ય કરી મૂળમાં આપેલાં રૂપો સિદ્ધ કરવાં. અર્થ-તે રમે છે. વગેરે.

**इको दीर्घो हलि । दीव्यति । दिदेव । दिदिवतुः दिदिवुः । दिदेविथ, दिदिवथुः, दिदिव । दिदेव, दिदिविव, दिदिविम । देविता । देविष्यति । दीव्यतु । अदीव्यत् । दीव्येत् ।**

---

दिव+लिट्, तिप्, આર્ધધાતુક સંજ્ઞા "परस्मै०" સૂત્રથી णल्, અનુબંધ લોપ, દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, હલાદિશેષ, "पुगन्तलघू०" સૂત્રથી ગુણ, **दिदेव**, તે રીતે सिप् અને मिप्, માં ગુણ, अतुस् વગેરેમાં કિત્વદ્દભાવ થાય છે તેથી ગુણ થતો નથી, थ, व, म, ને इट्-નો આગમ કરી મૂળમાં આપેલાં રૂપો भू ના लिट् પ્રમાણે સિદ્ધ કરવાં. અર્થ–તે રમતો હતો વગેરે.

दिव्+लुट्, तिप्, शप् નો બાધ કરી "स्यतासी" સૂત્રથી तास्, તેની આર્ધધાતુક સંજ્ઞા, इट् નો આગમ, दिव्‌ના इनो लघूपध ગુણ, तिनो डा डित હોવાથી तास् ના आस नो લોપ–**देविता**, तस् વગેરે પ્રત્યયો પર રહેતાં ઉપર મુજબ પ્રક્રિયા, तस्‌नो रौ, झि नो रस सिप्‌मां स् નો લોપ थस्, वस्, मस्, ના स् ના રુત્વવિસર્ગ થઈ **देवितारौ देवितारः** વગેરે भू ના लुट् પ્રમાણે રૂપો સિદ્ધ કરવાં. અર્થ તે રમશે–વગેરે. दिव+लृट्, तिप् शप् નો બાધ કરી स्य, આર્ધધાતુક સંજ્ઞા, इट्‌નો આગમ લઘૂપધ ગુણ, स् નો ष्–**देविष्यति** तस् थस् वस्, मस् ના स् ના રુત્વવિસર્ગ **देविष्यतः, देविष्यन्ति,** અહીં झिनो अन्ति થઈ પરરૂપ કરવું. **देविष्यसि देविष्यथः, देविष्यथ,** । मिप्, वस्, मस्, માં ઉપર મુજબ થયા બાદ स्य ના अ નો દીર્ઘ- **देविष्यामि देविष्यावः देविष्यामः** । અર્થ–તે રમશે વગેરે. दिव्+लोट्, मिप्, સાર્વધાતુક સંજ્ઞા श्यन्, અનુબંધ લોપ "हलि च" સૂત્રથી દીર્ઘ "एरुः" સૂત્રથી इ નો उ **दीव्यतु**, વિકલ્પે उ નો तातङ् **दीव्यतात्**, तस् ના ताम्–**दिव्यताम्**, झिनो अन्ति, પરરૂપ, इ નો उ **दिव्यन्तु** । सिप् નો हि તેનો तातङ् વિકલ્પે **दीव्यतात्**, तातङ् ન થાય ત્યારે हि લોપ- **दीव्य,** थस् નો तम् **दीव्यतम्**

**दीव्यात् । अदेवीत्, अदेविष्टाम्, अदेविषुः । अदेवीः, अदेविष्टम्, अदेविष्ट । अदेविषम्, अदेविष्व, अदेविष्म ।**

---

थ નો त–**दीव्यत** । मिप् નો नि, आट् નો આગમ, સવર્ણદીર્ઘ **दीव्यानि,** वस्, मस्માં सનો લોપ-**दीव्याव, दीव्याम**. અર્થ–તે રમો વગેરે. दिव्+लङ्, तिप्, शप्નો બાધ કરી श्यन्, અનુબંધ લોપ ધાતુને अट्નો આગમ, "हलि च" સૂત્રથી દીર્ઘ, "इतश्च" સૂત્રથી इનો લોપ **अदीव्यत्,** तस्,માં ઉપર મુજબ પ્રક્રિયા બાદ. तस् નો ताम् –**अदीव्यताम्,** झिनो अन्ति, પરરૂપ इ નો લોપ, त् નો લોપ, **अदीव्यन्** । सिप् ના स् નો વિસર્ગ, थस् નો तम्, थनो त–**अदीव्यः अदीव्यतम्, अदीव्यत** । मिप्नो अम्–**अदीव्यम्,** वस् मस्માં अनो દીર્ઘ, બન્ને स् નો લોપ–**अदीव्याव, अदीव्याम,** અર્થ–તે હતો. વગેરે.

दिव्+विधिलिङ्, तिप्, श्यन्, અનુબંધલોપ, દીર્ઘ, लिङ्ने यासुट्, અનુબંધલોપ, यास्नो इय् ગુણ, य्નો લોપ तिना इनो લોપ **दीव्येत्,** तस्, વગેરે બધાય પ્રત્યયો પર રહેતાં ताम्, झिनो जुस् અનુબંધલોપ, थस् નો तम्, थनो तम्, मिप्नो अम्, य्नो લોપ વગેરે दीव्य રૂપ બનાવ્યા બાદ भूની માફક કાર્ય કરી, **दीव्येताम्, दीव्येयुः दीव्येः, दीव्येतम्, दीव्येत । दीव्येयम्, दीव्येव, दीव्येम ।**

दिव्+आशीर्लिङ्, तिप्, આર્ધધાતુક સંજ્ઞા, यासुट्, દીર્ઘ, इ–નો લોપ स्नो સંયોગાદિલોપ–**दीव्यात्,** तस् નો ताम् વગેરે भू ની માફક કરી **दीव्यास्ताम्, दीव्यासुः । दीव्याः, दीव्यास्तम् दीव्यास्त । दीव्यासम्, दीव्याव, दीव्याम ।**

दिव्+लुङ्, तिप्, ધાતુને अट् નો આગમ च्लि, તેનો सिच् અનુબંધ લોપ, આર્ધધાતુકસંજ્ઞા, લઘૂપધગુણ, तिना इनो લોપ "अस्तिसिचो०" સૂત્રથી ईट्नो આગમ "इट ईटि" સૂત્રથી स्नो લોપ, સવર્ણદીર્ઘ **अदेवीत्,** तस्માં ઉપર મુજબ પ્રક્રિયા બાદ. तस्नो

अदेविष्यत् । जनी प्रादुर्भावे ॥२॥ई इत् । (३८८) ज्ञा-जनो र्जा ७ । २ । ७९ । अनयोर्जादेशः स्यात् शिति । जायते ।

(३३८) અર્થ—ज्ञा અને जन् ધાતુના સ્થાનમાં जा આદેશ થાય, शित्=शકારની ઇત્સંજ્ઞાવાળો પ્રત્યય પરમાં હોય તો.

(२) जनी=ઉત્પન્ન થવું.

---

ताम्, स् નો ष् ताम् નો तनो ष्टुत्वथी ट अदेविष्टाम्, झिनो जुस्, અનુબંધ લોપ, स् ના रुत्व विसर्ग, अदेविषुः । सिप्‌માં तिप्‌ની માફક. थस्‌ને थमां तस्‌ની માફક अट्, च्लि, सिच्, इट् नो આગમ, स् नो ष्, ष्टुत्व, मिप्‌માં ઉપર મુજબ કર્યા બાદ, अम्, ઉપર પ્રમાણે કરી वस्, मस् ના બન્ને स् નો લોપ થઈ મૂળમાં આપેલાં રૂપો સિદ્ધ કરવાં. અર્થ–તે રમતો હતો વગેરે.

दिव्+लृङ्, तिप्, ધાતુને अट्‌નો આગમ तस्, વગેરે દરેક પ્રત્યયોમાં, स्य, આર્ધધાતુક સંજ્ઞા, લઘૂપધગુણ इट् નો આગમ, स्यनो ष, तिना इकारनो લોપ अदेविष्यत् । तस्‌नो ताम्, झिनो अन्त, પરરૂપ इकारनो લોપ, त् નો લોપ, सिप्‌માં इनो લોપ, सना रुत्वविसर्ग, थस्‌नो तम्, थ नो त, मिप्‌नो अम्, પરરૂપ, वस्, मस्‌માં अनो દીર્ઘ, અને બન્ને स् નો લોપ થઈ अदेविष्यताम्, अदेविष्यन्, अदेविष्यः अदेविष्यतम् अदेविष्यत । अदेविष्यम्, अदेविष्याव, अदेविष्याम । અર્થ–તે રમશે વગેરે.

નોટ—ईनी ઇત્સંજ્ઞા થાય છે. આ ધાતુ આત્મનેપદી છે. તેથી આત્મનેપદી त, आताम्, વગેરે પ્રત્યયો લાગશે. एध् ધાતુની માફક પ્રક્રિયા સાર્વધાતુકમાં श्यन् પ્રત્યય કર્યા પછી કરવી.

जन्+लट्, त आताम् झ, વગેરે સાર્વધાતુક સંજ્ઞા, श्यन्, અનુબંધ લોપ, "ज्ञाजनोर्जा" સૂત્રથી जा આદેશ, तना टि=अनो "टित आत्मने०" સૂત્રથી ए=जायते, आताम्‌માં आनो इय्, गुण, य् લોપ आम्=टिनो ए=जायेते झनो अन्त પરરૂપ, टिनो ए=जायन्ते, थास्

**द्वित्वे, हलादिशेषे जजन् (त) ए, इत्यत्र "गम-हन-जन..." इति उपधालोपे, श्चुत्वेन नस्य ञत्वे, जञोर्ज्ञः। जज्ञे, जज्ञाते, जज्ञिरे। जज्ञिषे, जज्ञाथे, जज्ञिध्वे । जज्ञे, जज्ञिवहे, जज्ञिमहे।**

---

नो **जायसे** आथाम्‌मां आताम् मुજબ **जायेथे**, ध्वम्‌मां अम्‌नो ए= **जायध्वे** । इट्‌मां इनो ए "अतोगुणे०"थी પરરૂપ= **जाये**, **वहि**, **महि**मां इनो ए अने दीर्घ= **जायावहे**, **जायामहे**, । અર્થ–તે જન્મે છે.

जन्+लिट् , त, (असंयोगाल्लिट्०) સૂત્રથી કિત્‌વદ્‌ભાવ. द्वित्व, અભ્યાસ સંજ્ઞા, હલાદિશેષ, तनो "लिटस्तझ०" સૂત્રથી एश् , श्‌नो લોપ, जजन्+ए, गमहनजन०' સૂત્રથી બીજા जना अनो લોપ, "स्तोश्चुनाश्चुः" સૂત્રથી न्‌नो ञ् , जञोर्ज्ञः" નિયમથી ज्ञ्=વર્ણ સંમેલન **जज्ञे** । आताम्‌मां ઉપર મુજબ પ્રક્રિયા કરી आम् टिनो ए=**जज्ञाते**, झमां ઉપર પ્રમાણે થયા બાદ झनो इरेच्=**जज्ञिरे** । थासनो से, इट्‌नो આગમ, स्‌नो ष्=**जज्ञिषे**, आथाम्‌मां आताम्‌ની માફક=**जज्ञाथे**, ध्वम्‌मां अम्=टिनो ए=**जज्ञिध्वे**, इट्‌मां इनो ए=**जज्ञे**, वहि, महिमां इट् , इकारनो ए=**जज्ञिवहे**, **जज्ञिमहे** । અર્થ–તે ઉત્પન્ન થયો હતો, વગેરે.

जन्+लुट् , त, तास् પ્રત્યય, આર્ધધાતુક સંજ્ઞા, इट्‌नो આગમ, तनो डा, डित् હોવાથી टि=आस्‌नो લોપ, **जनिता**, तस्‌मां, तास् , इट् , કરી, तस्‌नो रौ "रि च" સૂત્રથી स्‌नो લોપ=**जनितारौ** झिमां ઉપર મુજબ થયા બાદ, झिनो रस् , स् ना રુત્વવિસર્ગ=**जनितारः** थास्‌मां तेनो से, तास् , इट् , स्‌नो લોપ,=**जनितासे**, **जनितासाथे** मां आम्‌नो ए ध्वम्‌मां स्‌नो લોપ अम्‌नो ए=**जनिताध्वे** । जनितास्+ इमां इने ए, "ह एति" સૂત્રથી स्‌नो ह्= **जनिताहे**, **जनितास्वहे**, **जनितास्महे** एध्=लुट् પ્રમાણે. તે ઉત્પન્ન થશે. વગેરે અર્થ કરવો.

जन्+लृट् , तिप् , तस् વગેરે પ્રત્યયોમાં स्य, આર્ધધાતુક સંજ્ઞા, इट्‌नो આગમ, स्यना स्‌नो ष, અને टिनो ए=**जनिष्यते** आताम्-

जनिता । जनिष्यते । जायताम् । अजायत । जायेत । जनिषीष्ट ।(३८९) दीपजन-बुध-पूरि-तायि-प्यायिभ्योऽन्तरस्याम् ३ । १ । ६१ । पञ्चभ्यश्च्लेश्चिण् वा स्यात् एकवचने तशब्दे परे । (३९०) चिणो लुक् ६ । ४ । १०४ ।

---

(૩૮૯) અર્થ—दीप्, जन्, बुध्, पूरि, तायि, અને प्यायि ધાતુથી પર च्लिनो चिण् થાય એકવચન त પરમાં હોય તો.

(૩૯૦) અર્થ—चिण्थी પર त શબ્દનો લોપ થાય.

---

માં स्य, इट्, सनो ष्=आनो ईय्, ગુણ यूनो લોપ, आम्नो ए=जनिष्यन्ते । झ-નો अन्त આદેશ, પરરૂપ टिनो ए-થઈ-जनिष्यन्ते थास्नो से = जनिष्यसे आथाम्मां आताम् પ્રમાણે=जनिष्येथे, ध्वम्मां अम्नो ए=जनिष्यध्वे इट्मां इनो ए પરરૂપ=जनिष्ये, वहि, महिमां अनो દીર્ઘ, टि નો ए जनिष्यावहे, जनिष्यामहे । તે ઉત્પન્ન થશે, વગેરે અર્થ.

जन्+लोट्, त श्यन्, અનુબંધલોપ, जा આદેશ. टिनो ए, "आमेत:" સૂત્રથી एनो आम्= जायताम्, जायेताम्, जायताम् जायस्व, जायेथाम् जायध्वम् । जायै, जायावहै, जायामहै રૂપો एधना लोट्नी માફક કરવાં.

વ્યા૦ जन्+लङ् તેનાં સ્થાનમાં त, आताम्, झ વગેરે દરેક પ્રત્યયો પર રહેલા "लुङ् लङ्०" સૂત્રથી ધાતુને अट्नो આગમ, ट्नो લોપ त વગેરે પ્રત્યયોની સાર્વધાતુક સંજ્ઞા, श्यन्, ष्ठ, न्नो અનુબંધ લોપ जन्नो ज આદેશ કરી अजायत, आताम्मां आनो ईय् આદેશ, ગુણ, य्नो લોપ કરી अजायेताम्, झनो अन्त આદેશ, પરરૂપ થઈ अजायन्त । थास्मां ઉપર પ્રમાણે પ્રક્રિયા કરી सना રુત્વવિસર્ગ=अजायथाः आथाम्मां आताम् પ્રમાણે કાર્ય કરી अजायेथाम्, अजायध्वम्, अजाय+इट्मां ट्नो લોપ ગુણ થરી अजाये, अजायावहि, अजायामहि । અર્થ-તે ઉત્પન્ન થયો વગેરે કરવો.

चिणः परस्य तशब्दस्य लुक् स्यात् । (३९१) जनि-वध्योश्च ७ । ३ । ३५ । अनयोरुपधाया वृद्धिर्न स्याच्चिणि ञ्णिति कृति च । अजनि, अजनिष्ट । अजनिषाताम्, अजनिषत । अजनिष्ठाः, अजनिषाथाम्, अजनिढ्वम् । अजनिषि,

---

(૩૯૧) અર્થ—जन् અથવા वध् ધાતુના ઉપધાના अनी વૃદ્ધિ થતી નથી, चिण् અથવા ञित् કે णित् પરમાં હોય તો.

વ્યા૦ जन्+विधिलिङ् તેના સ્થાનમાં त, आताम् વગેરે પ્રત્યયો તેમની સાર્વધાતુક સંજ્ઞા, श्यन्, અનુબંધ લોપ, जन्નો जा આદેશ, जाय+त થયા બાદ त વગેરે નવ પ્રત્યયોને सीयुट्નો આગમ, અનુબંધલોપ टित् હોવાથી આદિમાં મૂકી, जाय+सीय्+त થયા બાદ "लिङः स लोपो०" સૂત્રથી स्નો લોપ, ગુણ, यूનો લોપ, કરી **जायेत**, आताम्માં यूનો લોપ સિવાય ઉપર મુજબ કાર્ય કરી **जायेयाताम्**, झनो रन्, य् લોપ થઈ= **जायेरन्** । थास्માં य् લોપ=**जायेथाः**, **जायेयाथाम्** ઉપર પ્રમાણે, ध्वम् પર રહેતા यूનો લોપ **जायेध्वम्** । "इटोऽत्" સૂત્રથી इनो अ કરી **जायेय** । वहि, महि, બન્ને પ્રત્યયો પર રહેતાં यूનો લોપ કરી **जायेवहि, जायेमहि** । રૂપો બને છે.

जन्+आशीलिङना સ્થાનમાં त, વગેરે પ્રત્યયો, તેમની આર્ધધાતુક સંજ્ઞા, દરેક પ્રત્યયો પર રહેતા सीयुट्, અને त,ने थने सुट्नो આગમ, અનુબંધ લોપ, इट्नो આગમ, બન્ને सनो ष કર્યાબાદ तनो ट કરી **जनिषीष्ट** વગેરે રૂપો **पचिषीष्ट** વગેરે રૂપો પ્રમાણે સિદ્ધ કરવાં.

વ્યા૦—-जन्+लुङ् त, आताम्, झ વગેરે નવ પ્રત્યયો ધાતુને अट् નો આગમ, અનુબંધલોપ, च्लि પ્રત્યય તેની આર્ધધાતુક સંજ્ઞા, अजन्+च्लि+त्त, થયા બાદ "दीपजनबुध" સૂત્રથી च्लि નો વિકલ્પે चिण् આદેશ, च् ण् નો અનુબંધ લોપ, "चिणोलुक्" સૂત્રથી त નો લોપ, "अत उपधायाः" સૂત્રથી ઉપધાવૃદ્ધિ થવા આવી" "जनिवध्योश्च" સૂત્રથી વૃદ્ધિનો નિષેધ થઈ=**अजनि**, જ્યારે चिण् न थाय

**अजनिष्वहि, अजनिष्महि, । पद गतौ ॥३॥ पद्यते । पेदे । पत्ता । पत्सीष्ट । (३९२) चिण् ते पदः ३ । १ । ६० ।**

---

(૩૯૨) **અર્થ**—पद् ધાતુથી પર રહેલા च्लिનો चिण् થાય.

---

ત્યારે च्लि નો सिच् આદેશ, અનુબંધ લોપ, इट् નો આગમ, स् નો ष त નો ષ્ટુત્વથી ट કરી=**अजनिष्ट अजनिषाताम्, अजनीषत । अजनीष्टाः, अजनिषाथाम् अजनिध्वम् । अजनिषि अजनिष्वहि अजनिष्महि** । રૂપો एध् ધાતુના लुङ् ની માફક સિદ્ધ કરવા, અર્થ-તે જન્મો વગેરે. जन्+लृङ् તેની જગાએ त आताम्, વગેરે નવ પ્રત્યયો. ધાતુને अट् નો આગમ, અનુબંધલોપ स्य, પ્રત્યય તેની આર્ધધાતુક સંજ્ઞા, स्य ને इट् નો આગમ, स् નો ष् કરી= **अजनिष्यत अजनिष्येताम्, अजनिष्यन्त । अजनिष्यथाः, अजनिष्येथाम् अजनिष्यध्वम् । अजनिष्ये, अजनिष्यावहि, अजनिष्यामहि** રૂપો एध् ના लृङ् પ્રમાણે બનાવવા. અર્થ—તે જન્મ ધારણ કરશે.

વ્યા૦ (૩) पद्=જવું पद्+लट्, અનુબંધલોપ, त, आताम्, झ, વગેરે પ્રત્યયો લાવી, તેમની સાર્વધાતુક સંજ્ઞા, श्यन्, અનુબંધલોપ, टि નો ए=**पद्यते पद्येते पद्यन्ते । पद्यसे, पद्येथे पद्यध्वे । पद्ये, पद्यावहे पद्यामहे** । રૂપો एध् ના लट् પ્રમાણે સિદ્ધ કરવાં.

पद्+लिट्, તેના સ્થાનમાં त, आताम्, વગેરે, તેમની આર્ધધાતુક સંજ્ઞા, ધાતુનું દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, અભ્યાસના हल् નો લોપ प पद्+त બન્યા બાદ "अत एकहल्मध्येऽनादेशादेर्लिटि" મૂળમાં સૂત્ર-નથી) પહેલા અભ્યાસના प નો લોપ, અને બીજા प ના अ નો ए કરી पेद्+त થયા બાદ "लिटस्तझः" સૂત્રથી त નો एश्, श् નો લોપ કરી: **पेदे**, आताम् વગેરે દરેક પ્રત્યયો પર રહેતા पेद् રૂપ ઉપર મુજબ બનાવી, બાકીના રૂપો एध् ધાતુના लिट् લકાર પ્રમાણે સૂત્રો લગાડીને સિદ્ધ કરવા **पेदाते, पेदिरे । पेदिषे, पेदाथे, पेदिध्वे । पेदे, पेदिवहे, पेदिमहे** । **અર્થ**—તે ગયો હતો.

पदेश्च्लेश्चिण् स्यात्तशब्दे परे । अपादि । अपत्सातामु ।

---

વ્યા૦ पद्+लुट्. અનુબંધલોપ लु ની જગાએ त, आताम् झ, વગેરે નવ પ્રત્યયો, તે પ્રત્યયો પર રહેતા ધાતુથી तास् પ્રત્યય, તેની આર્ધ-ધાતુક સંજ્ઞા, त નો डा, इ નો અનુબંધ લોપ, पद्+तास् માં आस् નો લોપ ધાતુના द् નો त् થઇ=**पत्ता**, आताम् અને झ, અને અનુ-ક્રમે रौ, रस्, આદેશ કરી, रકારાદિ અને सકારાદિ પ્રત્યયો પરમાં હોય ત્યારે तास् ના स् નો લોપ પદના છેડે રહેલા स् ના રુત્વ-વિસર્ગ કરવા. ધાતુના द् નો 'खरि च' સૂત્રથી त् કરી **पत्तारौ, पत्तारः । पत्तासे पत्तासाथे, पत्ताध्वे** । पतास्+इ માં स् નો ह કરી इनो ए=**पत्ताहे, पत्तास्वहे, पत्तास्महे** । રૂપો एध् ના लुट् પ્રમાણે સિદ્ધ કરવા. पद्+लृट्, અનુબંધ લોપ, त आताम् વગેરે નવ પ્રત્યયો, તે પર રહેતાં स्य, પ્રત્યય, અર્ધધાતુક સંજ્ઞા, टि નો ए, द નો त કરી= **पत्स्यते, पत्स्येते, पत्स्यन्ते । पत्स्यसे, पत्स्येथे, पत्स्यध्वे । पत्स्ये, पत्स्यावहे पत्स्यामहे**. રૂપો एध् ના लृट् પ્રમાણે સિદ્ધ કરવાં.

पद्+लोट् તેની જગાએ, त आताम्, વગેરે નવ પ્રત્યયો તેમની સાર્વ-ધાતુક સંજ્ઞા, श्यन्, અનુબંધલોપ टिनो ए, ए નો आम् થઇ **पद्य-ताम्, पद्येताम्, पद्यन्ताम् । पद्यस्व, पद्येथाम्, पद्यध्वम् । पद्ये, पद्यावहै, पद्यामहै** । રૂપો एध् ના लोट् ની માફક સૂત્રો લગાડીને સિદ્ધ કરવાં. पद्+लङ्, त आताम् વગેરે પ્રત્યયો તેમની સાર્વ-ધાતુક સંજ્ઞા ધાતુને अट् નો આગમ, श्यन् પ્રત્યય, અનુબંધ લોપ કરી **अपद्यत अपद्येताम् अपद्यन्त । अपद्यथाः, अपद्येथाम् अपद्य-ध्वम् । अपद्ये, अपद्यावहि अपद्यामहि**, । રૂપો एध् ના लङ् પ્રમાણે સૂત્રો લગાડીને સિદ્ધ કરવાં.

**अपत्सत । अपत्थाः, अपत्साथाम् , अपद्ध्वम् । अपत्सि, अपत्स्वहि, अपत्स्महि । इति दिवादयः ।**

---

पद्+विधिलिङ्, तेनी જગાએ त, વગેરે નવ પ્રત્યયો, તેમની સાર્વધાતુક સંજ્ઞા, श्यन् અનુબંધ લોપ કરી=पद्य+त બન્યા બાદ सीयुट् અનુબંધલોપ, स् નો લોપ, ગુણ, य् લોપ થઈ= **पद्येत, पद्येयाताम्, पद्येरन् । पद्येथाः, पद्येयाथाम्, पद्येध्वम् । पद्येय, पद्येवहि, पद्येमहि ।** રૂપો બધા एध् ના વિધિલિંગ પ્રમાણે સૂત્રો લગાડીને સિદ્ધ કરવાં

पद्+आशीर्लिङ्, त વગેરે પ્રત્યયો તેમની આર્ધધાતુક સંજ્ઞા, सीयुट्, त, थ ને सुट् નો આગમ, અનુબંધ લોપ ધાતુના द् નો त् सुट्ना स् નો ष, ષ્ટુત્વ થી तનો ट થઈ **पत्सीष्ट, पत्सीयास्ताम् । पत्सीरन् । पत्सीष्ठाः पत्सीयास्थाम् , पत्सीध्वम् । पत्सीय, पत्सीवहि पत्सीमहि ।** રૂપો एध् ના આશીલિંગ પ્રમાણે સૂત્રો લગાવીને સિદ્ધ કરવાં.

पद्+लुङ्, અનુબંધ લોપ, त વગેરે નવ પ્રત્યયો, ધાતુને अट् નો આગમ, च्लि પ્રત્યય, તેની આર્ધધાતુક સંજ્ઞા "चिण् ते पद" સૂત્રથી च्लिનો चिण्, च् ण् નો અનુબંધ લોપ, "चिणो लुक्" સૂત્રથી त નો લોપ "अत उपधा०" સૂત્રથી पना अनी ઉપધાવૃદ્ધિ થઈ= **अपादि, अपत्साताम्** માં च्लि નો सिच् અનુબંધલો द् નો त् કરવો झ નો अत આદેશ કરી=**अपत्सत** । थास् અને ध्वम् પ્રત્યય પર રહેતાં "झलो झलि" સૂત્રથી सिच् ના स् નો લોપ, द् નો त्, स् ના રૂત્વ વિસર્ગ કરી **अपत्थाः, अपत्साथाम् , अपध्वम् । अपत्सि, अपत्स्वहि अपत्स्महि ।** રૂપો एध् ના लुङ् પ્રમાણે જ સૂત્રો લગાવીને સિદ્ધ કરવાં

**નોટ**—लुङ् લકારના જ त પ્રત્યય પર પહેલા च्लि નો चिण् થાય છે. બાકીના આઠ પ્રત્યયો પર રહેતાં च्लि નો सिच् આદેશ થાય છે.

## ५ अथ स्वादयः

**षुञ् अभिषवे ॥१॥ (३९३) स्वादिभ्यः श्नुः ३ । १ । ७३ । शपोऽपवादः । सुनोति । सुनुतः । हुश्नुवोरिति यण् ।**

---

पद्—लृङ्, તેની જગાએ त आताम् વગેરે પ્રત્યયો પર રહેલા ધાતુથી स्य પ્રત્યય, તેની આર્ધધાતુક સંજ્ઞા, ધાતુને अट् નો આગમ, ધાતુના द्‌ના त् કરી=**अपत्स्यत्त, अपत्स्येताम् अपत्स्यन्त । अपत्स्यथाः, अपत्स्येथाम् , अपत्स्यध्वम् । अपत्स्ये अपत्स्यावहि, अपत्स्यामहि** । રૂપો एध् ના लृङ् પ્રમાણે સૂત્રો લગાડીને સિદ્ધ કરવાં.

**(૪) એ પ્રમાણે દિવાદિગણ પૂરો થયો.**

---

(૫) સ્વાદિ ગણ શરૂ થયો.

(૩૯૩) અર્થ—સ્વાદિગણમાં પઠિત ધાતુઓથી श्नु પ્રત્યય થાય. शपो० આ સૂત્ર शप् નો બાધ કરે છે. "हुश्नुवोः०" સૂત્રથી यण् થાય. षुञ्=સ્નાન કરવું, દેવને સ્નપન કરાવવું, દારૂ બનાવવો.

**સૂચના**— षुञ्-ધાતુના ञ् ની ઇત્સંજ્ઞા થાય છે. તેથી स्वरित ञित०" સૂત્રથી આત્મનેપદ થાય. જ્યારે ક્રિયાનું ફળ કર્તાને ન મળે ત્યારે પરસ્મૈપદ થાય છે. તેથી આ ધાતુ ઉભયપદી=આત્મનેપદી અને પરસ્મૈપદી છે. તેથી આ ધાતુના રૂપો સિદ્ધ કરતા માટે પરસ્મૈપદમાં भू અને આત્મનેપદમાં एध् ધાતુની સાધનિકા ધ્યાનમાં રાખવી. ધાતુથી श्नु પ્રત્યય शप् નો બાધ કરીને થાય છે. श् ની ઇત્સંજ્ઞા, લોપ થાય છે. "सार्वधातुकमपित्" સૂત્રથી श्नु નો ङिद्वद्भाव છે તેથી ધાતુનો ગુણ થતો નથી. षु=ધાતુના ष् નો "धात्वादेः" સૂત્રથી स થઈ सु રૂપ બનાવી लट्, વગેરે લકારોના સ્થાનમાં तिप्० અને त० વગેરે પ્રત્યયો કરી, પછી श्नु પ્રત્યય લાવી सुनु અંગ બને છે.

વ્યા૦ षुनो सु+लिट्, તેના સ્થાનમાં तिप् વગેરે પરસ્મૈપદના નવ પ્રત્યયો, તેમની સાર્વધાતુકસંજ્ઞા, शप् નો બાધ કરી "स्वादिभ्यः"

**सुन्वन्ति । सुनुवः । सुनुते । सुन्वाते । सुन्वते । सुनुवहे ।**

સૂત્રથી श्नु પ્રત્યય, અનુબંધલોપ, नु ની સાર્વધાતુક સંજ્ઞા, सु નો ગુણ થવા આવ્યો, પરન્તુ "सार्वधातुक०" સૂત્રથી नु નો ङिद्वद्‌ભાવ "क्ङिति च" સૂત્રથી ગુણનો નિષેધ सुनु+ति. અહીં तिने માની ને "सार्वधातुक०" સૂત્રથી उ નો ગુણ ओ થઈ **सुनोति** सुनु+तस् પર રહેતાં ઉપર પ્રમાણે કાર્ય કરી, तस् નો પણ ङिद्वद्‌भाव ઉપર મુજબ થવાથી नु ના ઉકારનો ગુણ ન થવાથી,स् ના રુત્વ વિસર્ગ થઈ **सुनुतः**, सुनु+झि અહીં झिनी अन्ति કરી પછી "हुश्नुवोः સૂત્રથી उनो यण्=व् થઈ **सुन्वन्ति** । सुनु+सिप्, प् નો લોપ, उनो ગુણ, स् નો ष् થઈ **सुनोषि**, थस માં तस પ્રમાણે કરી **सुनुतः**, **सुनुत** । सुनु+मिप्, प्‌નો લોપ, ગુણ થઈ **सुनोमि,** सुनु+वस्, मस्‌માં "लोपश्चा-स्यान्यतरस्याम्०" સૂત્રથી नुના ઉકારનો વિકલ્પે લોપ, અને सના રુત્વ-વિસર્ગ કરી **सुन्वः**, **सुन्मः**, લોપ ન થાય ત્યારે **सुनुवः**, **सुनुमः** ।

सु+लिट्, તેની જગ્યાએ त, आताम्, વગેરે પ્રત્યયો, તેમની સાર્વધાતુકસંજ્ઞા, श्नु, श् નો લોપ, त વગેરે પ્રત્યયો अपित् હોવાથી તેમનો ङिद्वद्‌भाव થાય છે, તેથી ગુણ થતો નથી., त વગેરેના टि-નો एकार થઈને **सुनुते**, सुनु+आताम् માં "हुश्नुवोः०" સૂત્રથી यण्, टि નો ए થઈ **सुन्वाते**. सुनु+झ, झनो अत આદેશ, यण्. टिनो ए= **सुन्वते** । थास् નો से, सनो ष् થઈ=**सुनुषे**, आथाम् પર રહેતાં आताम् પ્રમાણે કાર્ય કરી **सुन्वाथे**, ध्वम् માં टि નો ए થઈ **सुनुध्वे** । इट् માં टिनो एथई सुनु+ए થયા બાદ यण् કરી **सुन्वे**, वहि, महि પર રહેતાં વિકલ્પે उનો લોપ, બન્નેની इनो ए થઈ **सुन्वहे, सुन्महे**,+उनो લોપ ન થાય ત્યારે **सुनुवहे, सुनुमहे** અર્થ–તે સ્નાન કરે છે વગેરે કરવો.

सु+लिट्, તેની જગ્યાએ तिप् વગેરે નવ પ્રત્યયો, તેમની આર્ધ-ધાતુક સંજ્ઞા, "परस्मैपदानां०" સૂત્રથી तिप्, तस्, વગેરેની જગાએ અનુક્રમથી णल्, अतुस् વગેરે આદેશો કરવા, પછી અનુબંધ લોપ, દ્વિત્વ,

पूर्वात् ६ । ४ । १०६ । असंयोगपूर्वात् प्रत्ययाद् उतो हे र्लुक् ।

અર્થ--(૩૯૪)=સંયોગ પૂર્વમાં ન હોય એવો જે પ્રત્યયનો ઉકાર તે જેના અન્તમાં છે. એવું જે અંગ તેથી પર રહેલા हि નો લોપ થાય.

---

અભ્યાસ સંજ્ઞા કરી सुसु+अ થયા બાદ "अचोञ्णिति" સૂત્રથી બીજા सुના ઉકારની વૃદ્ધિ થઈ सुसौ+अ થયા બાદ औनो आव् આદેશ, બીજા सनो ष् કરી **सुषाव**, सु+लिट् તેનો तस्=सु+तस्‌માં तस्‌નો अतुस् દ્વિત્વ, "अचिश्नु" સૂત્રથી उवङ्, અનુબંધલોપ, सूના રુત્વવિસર્ગ, सनो ष् **सुषुवतुः** झिनो उस्, દ્વિત્વ વગેરે ઉપર મુજબ થઈ=**सुषुवुः**, सुषु+थल् ,માં "अजन्तोकारवान् वा यस्तास्यनिट् थलि वेडयम्" (મૂળમાં નથી) આ કારિકાથી વિકલ્પે-ઇટ્‌નો આગમ, टनो લોપ,, उनो ગુણ ओ, તેનો अव् આદેશ=**सुषविथ**, इट् ન થાય ત્યારે **सुषोथ**. थस्‌માં तस्‌ની માફક=**सुषुवथुः**, थमां थनो अ થઈ ઉપર મુજબ **सुषुव** । सुषु+इट्, ट्‌નો લોપ, વિકલ્પે વૃદ્ધિ, અને ગુણ થઈ=**सुषाव, सुषवतुः** । वस्, मस् , માં व, म, આદેશ, તેમને इट् નો આગમ, उवङ्=**सुषुविव, सुषुविम०** । આત્મનેપદમાં દ્વિત્વાદિ કરી सुषु त, માં त નો ए, उवङ्, **सुषुवे** आताम् માં દ્વિત્વાદિ કરી, आम्-टिनो ए=**सुषुवाते**, झ નો इरेच्, અનુબંધ લોપ દ્વિત્વાદિ ઉપર મુજબ **सुषुविरे** । सुषु+थास् માં थास् નો से, તેનો ष,=इट् નો આગમ उवङ्=**सुषुविषे** आथाम् માં आताम् પ્રમાણે **सुषुवाथे, सुषुविध्वे. सुषुवे, सुषुविवहे, सुषुविमहे** ।

सु+लुट्, ति વગેરે तास् , આર્ધધાતુક સંજ્ઞા,, ગુણ, तिनो डा, ડિત્ હોવાથી टि=आस् નો લોપ, **सोता**, तास् નો रौ स्‌નો લોપ=सोतारौ झिनो रस् , तास्‌ના स्‌નો લોપ रस् ના स् ના રુત્વવિસર્ગ=**सोतारः** લોપ-सोतासि. **सोतास्थः, सोतास्थ** । **सोतास्मि, सोतास्वः सोतास्मः** વગેરે રૂપો भू ના लुट् પ્રમાણે આત્મનેપદમાં, त, आताम् , क्षिमां ઉપર મુજબ **सोता** વગેરે બાકીના પ્રત્યયો પર રહેતા एधूના लुट्

सुषाव । सुषुवे । सोता (३९४) उतश्च प्रत्ययादसंयोग-

પ્રમાણે રૂપો=**सोतासे, सोतासाथे, सोताध्वे । सोताहे सोता-स्वहे, सोतास्महे** । सु+लृट्, तिप्, વગેરે, स्य પ્રત્યય, આર્ધધાતુક સંજ્ઞા, ગુણ सु નો ष=**सोष्यति, सोष्यतः सोष्यन्ति । सोष्यसि सोष्यथः सोष्यथ । सोष્यामि, सोष्यावः, सोष्यामः** । બધાં રૂપો भू ના लृट् પ્રમાણે સિદ્ધ કરવાં. આત્મનેપદમાં–सु+ते आसाम् વગેરે, स्य પ્રત્યય, આર્ધધાતુકસંજ્ઞા, ગુણ षत्व, टि નો ए **सोष्यते सोष्येते, सोष्यन्ते, सोष्यसे, सोष्येथे, सोष्यध्वे, । सोष्ये, सोष्यावहे, सोष्यामहे** । વગેરે રૂપો एध् પ્રમાણે કરવાં.

**નોટ**—भू ને एध् બન્ને ધાતુઓને इट् નો આગમ થાય છે, सु=ધાતુને इट् નો આગમ થતો નથી सु+लोट्, તેની જગ્યાએ, तिप् तस्–વગેરે, સર્વધાતુ સંજ્ઞા, श्नु, અનુબંધલોપ, सुनु+ति, नु નો ગુણ ति ના ઇકાર નો ઉકાર–**सुनोतु**, तु નો વિકલ્પે तातङ् અનુબંધલોપ, सुनुतात् तस् નો ताम् **सुनुताम्** झि નો अन्ति, यण् इ નો उ **सुवन्तु** ।

सुनु+सिप्, प् નો લોપ, सिनो हि, તેના વિકલ્પે तातङ्, ङित् હોવાથી ગુણ ન થતાં **सुनुतात्** तातङ् ન થાય ત્યારે "उतश्च प्रत्यया०" સૂત્રથી हिनो લોપ **सुनु** । सुनु+थस् थમાં थस् નો तम् **सुनुतम्** , थनो त=**सुनुत** । सुनु+मि, मि નો नि, તેને आट् નો આગમ, नुનો ગુણ નો ओ નો अव् , **सुनवानि**, सुनु+वस् मस् માં ઉપર પ્રમાણે કરી, બન્ને નો લોપ=**सुनवाव, सुनवाम**, भूना लोट्नी માફક રૂપો સિદ્ધ કરવાં, આત્મનેપદમાં सुनु=त, आताम् झ, વગેરેમાં टि નો ए एनो आम् **सुनुताम्** आताम् માં પણ आम् નો ए, તેનો आम्=**सुन्वाताम्** झ नो अत, यण् , ए, તેનો आम्=**सुन्वताम्** । थास् नो से, ए નો व, सनो ष **सुनुष्व**, आथाम् માં आताम् પ્રમાણે=**सुन्वाथाम्** ,ध्वम् માં ए, તેનો अम्="सवाभ्यां" સૂત્રથી કરી **सुनुध्वम्** , इट् માં ए, નો

**सुनु । सुनवानि । सुनवै । सुनुयात् । सूयात् (३९५) स्तु सु-धूञ्भ्यः परस्मैपदेषु । ७ । २ । ७२ । पभ्यः सिच इट् स्यात् परस्मैपदेषु । असावीत् । असोष्ट । इति स्वादयः ।**

---

(૩૯૫) **અર્થ**—स्तु, सु, धूञ्, ધાતુથી પર રહેલા सिच् ને પરસ્મૈપદમાં इट्‌નો આગમ થાય.

---

ऐ आट् નો આગમ, વૃદ્ધિ. सुनु+ऐ માં ગુણ, अव् આદેશ=**सुनवै** वहि महि માં ઉપર મુજબ, બન્ને ઇનો ए, તેનો ऐ=**सुनवावहै, सुनवामहै** । રૂપો एधू ના લોટ પ્રમાણે સૂત્રો લગાડી બનાવવા.

सु=लङ्, તેનો तिप्, સાર્વધાતુકસંજ્ઞા ધાતુને अट् નો આગમ, श्नु, श् નો લોપ नु નો ગુણ, तिना इनो લોપ=**असुनोत्**, असुनु દરેક પ્રત્યયોમાં કરવું, तस् નો ताम्=**असुनुताम्**, झिनो अन्ति, यण् इलोप, त् लोप=**असुन्वन्** । सिप् માં इनो લોપ, नु નો ગુણ स् ના રુત્વ વિસર્ગ=**असुनोः**, थस्, નો तम्, थनो त=**असुनुतम्, असुनुत** । मिप् નો अम् ગુણ, अव् આદેશ=**असुनवम्** वस्, मस् માં उनो વિકલ્પે લોપ स् લોપ=**असुन्व, असुनुव, असुन्म, असुनुम** । આત્મનેપદમાં सु+लङ्, તેની જગાએ त, आताम्, વગેરે પ્રત્યયો કરી ધાતુને अट्‌નો આગમ, श्नु, ट् ને श् બન્નેનો અનુબંધ લોપ, કરી **असुनुत**, आताम्, झनो अत કર્યા પછી, आथाम्, અને इट् આટલા પ્રત્યયો પર રહેતાં यण् કરી **असुन्वाताम्, असुन्वत । असुनुथाः असुन्वाथाम्, असुनुध्वम् । असुन्वि असुन्वहि असुन्महि** । રૂપો एधू ના लङ्‌ની માફક કરવાં.

सु+विधि लिङ्, तिप् श्नु, श् લોપ, સાર્વધાતુકસંજ્ઞા=सुनु દરેક પ્રત્યયોમાં બનાવી तिप् વગેરે પ્રત્યયો यासुट् નો આગમ અનુબંધલોપ, स्‌નો લોપ તેના इनो લોપ=**सुनुयात्**, तस्‌નો ताम्+**सुनुयाताम्**, झिनो जुस् અનુબંધલોપ પરરૂપ, स् ના રુત્વ, વિસર્ગ=**सुनुयुः** सिप् માં इनो લોપ स् ના રુત્વવિસર્ગ =**सुनुयाः** । तस् નો तम् थनो

त=सुनुयातम् । सुनुयात । मिप् नो अम्, ૫૨૩૫=सुनुयाम्, सुनुयाव, सुनुयाम=અહીં બન્ને स् નો લોપ કરવો.

આત્મનેપદમાં सु+लिङ् । त વગેરે, સાર્વધાતુકસંજ્ઞા सीयुट्, અનુબંધલોપ, स् નો લોપ, सुनु+ईय्+त, માં यण् य નો લોપ सुन्वीत, सुन्वीयाताम्, सुन्वीरन् । सुन्वीथाः, सुन्वीयाथाम् सुन्वीध्वम् । सुन्वीय, सुन्वीवहि, सुन्वीमहि રૂપો एध् ના વિધિલિંગ પ્રમાણે કરવાં. ।

૦૫૧૦—सु+आशीर्लिङ् તેની જગાયે तिप्, तस् વગેરે પ્રત્યયો, તેમની આર્ધધાતુકસંજ્ઞા, यासुट्‌ના, આગમ અનુબંધલોપ सु+यास्+ति, इનો લોપ, स्‌નો સંયોગાદિનો લોપ, "अकृतसार्व०" સૂત્રથી सुનો દીર્ઘ=सूयात्, सूयास्ताम् सूयासुः । सूयाः सूयास्तम्, सूयास्त । सूयासम्, सूयास्व सूयास्म । રૂપો भूના આશીર્લિંગની માફક સિદ્ધ કરવાં, આત્મનેપદમાં-सु+लिङ्‌ના સ્થાનમાં त, વગેરે પ્રત્યયો આર્ધધાધુક સંજ્ઞા सीयुट्, त, अने सुट्, અનુબંધલોપ. सुનો ગુણ બન્ને स्‌નો ष, ष्टुत्व थी त नो ट, सोषीष्ट, सोषीयास्ताम्, सोषीरन् । सोषीष्ठाः, सोषीयास्थाम् सोषीध्वम् । सोषीय सोषीवहि सोषीमहि । રૂપો एध् પ્રમાણે કરવાં. નોટ—एध्‌ને આર્ધધાતુકમાં इट् નોઆગમ થાય છે, सुને થતો નથી. सु+लुङ् તેનો तिप्, तस् વગેરે, ધાતુને अट्‌નો આગમ, च्लि, તેનો सिच्, અનુબંધલોપ આર્ધધાતુકસંજ્ઞા. असु+स्+ ति, "स्तुसु०" સૂત્રથી सिच्‌ને इट्‌નો આગમ "सिचिवृद्धिः०" સૂત્રથી सुની વૃદ્ધિ औ, તેનો आव् तिના इनो લોપ, "अस्तिसिचो०" સૂત્રથી त्‌ને ईट् नो આગમ, "इट ईटि" સૂત્રથી स्‌નો લોપ, સવર્ણદીર્ઘ असावीत्, तस्, नो ताम् सिच्‌ના स् नो ष्, त नो ट असाविष्टाम्, झिनो जुस्, અનુબંધલોપ બીજું ઉપર પ્રમાણે=असाविषुः सिप्‌ના इનો લોપ ईट्‌નો આગમ सिच्‌નો લોપ સવર્ણદીર્ઘ, स्‌ના રુત્વ, વિસર્ગ= असावीः तस्‌नो तम्, त नो ट=असाविष्टम्, थના त, त नो ट=

